ॐ

# ચેતવણી.

## એકથી પચાસ સુધીની.

કર્તા

પરબ્રહ્મનિષ્ઠ વ્યાસજીશ્રી,

**વલ્લભરામ સુર્યરામ.**

ઠે. અમદાવાદ રાયપુર પખાલીની પોળ.

છપાવનાર,

ગામ ઍરવાવરા. તાબે મહુવાના, મોક્ષમાર્ગી મન્ડળ તરફથી

**કેશવભાઇ ડાહ્યાભાઇ માસ્ત્રી.**



**અમદાવાદ**—ધી "ડાયમન્ડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

કીમત ૮ આના.

# અનુક્રમણિકા.

ભલે કોઇ ધનવાન હો, બળવાન હો, વિદ્વાન હો, પુત્રવાન હો, અમલદાર હો, રૂપવાન હો, ગુણવાન હો, ફાવે તેવો મોહોદો હો, પણ જેનામાં ઇશ્વરી જ્ઞાનને ધ્યાન નથી તે પશુજ છે.

ઘણાક ગમે તે પ્રકારના ગર્વથી છકી ગએલા ઇશ્વરી જ્ઞાનથી ને ધ્યાનથી અજ્ઞાન રહે છે. તેનામાં દીનતાને દયા હોતી નથી તેથી તે પોતાનો રોફ બતાવવા ઘણા મનુષ્યોને સલામોને આજીજી કરાવે છે અને મગરૂરીમાં બોલે છે, ચાલે છે, પહેરે છે અને બેસે છે. એવાં ધર્મહીનનાં લક્ષણ હોય છે. અને તે લક્ષણો ઉપરથીજ અધર્મિ સમજાય છે. માટે મગરૂરી ન રાખતાં દયા રાખીને દીનતાથી આ સંસારમાં વિચરવું અને આયુષ પુરો કરવો.

દેહીક ધર્મમાં એટલે શરીરના ધર્મમાં રચ્યા મચ્યા રહીને આત્મીક ધર્મથી એટલે ઇશ્વરી ધર્મથી રહીત થવું નહી ને ઇશ્વરી ધર્મમાં સચેત ને જાગૃત રેહેવું એજ મનુષ્યનો ધર્મ છે.

દરેક માસની દરેક પુનમે વ્યાસજી મહારાજ તરફથી ચેતવણી આપવામાં આવે છે.

સંવત ૧૯૭૮ ના જેઠ સુદી પુર્ણિમા.

## ચેતવણી ૨ જી.

મનુષ માત્ર જાણે છે કે જગતનો નિયંતા કોઇ ઇશ્વર છે. કદી કોઇ છકમાં છકી ગયેલો હાલ એમ કેહેતો હશે કે ઇશ્વર છેજ નહી, આપણેજ ઇશ્વર છીએ. એવું કેહેનારાને પણ કોઈ તરેહનું સંકટ આવિ પડે છે તે વખત તે એમ કહે છે, કે હે પ્રભુ હે ઇશ્વર હવે તાહારા વિના કોઈ પણ માહારી સાહાય કરનાર નથી. આવા શબ્દોનો વિચાર કરતાં એમ સીદ્ધ થાય છે કે ઇશ્વર છે.

છતાં ઇશ્વરી ધર્મ પાળતો નથી તે કેવળ પશુજ છે. ઇશ્વરી ધર્મ પાળતાં કોઇ પ્રકારનું કાંઇપણ નુકશાન ભોગવવું પડતું નથી. તેમ બોજો ઉચકવો પડતો નથી. તો પછી શા માટે ઇશ્વરી ધર્મ પાળવો નહી.

ઇશ્વરી ધર્મ પાળનારા કીયા દુખી થયા ને નહી પાળનાર કીવા સુખી થયા તે કોઇ બતાવશો ?

કદી કોઇ એમ કહેશો કે હરીશ્ચંદ્ર, પ્રહલાદ, સુધન્વા, ધ્રુવજી, પાન્ડવો, નરસીંહ મેહેતા ઇશ્વરી ધર્મ પાળતા તે બધા દુખી થયા છે ને તેમના દુઃખની વાતો સાંભળી આપણને ત્રાસ ઉપજે એવા દુઃખી થયા છે.

તેનો જવાબ ભક્તજનો પેહેલા દુઃખી થયા પણ તે ભક્તોને દુઃખ દેનારા છેવટ દુઃખી થયા છે. ને ભક્તો છેવટ સુખી થયા છે. છેવટ સુધી કોઇ દુઃખી રહ્યો નથી. એવું ઘણાં પુસ્તકોથી જણાય છે. વળી તે ભક્તોનાં નામ હજી સુધી ગવાય છે. એટલે તેમના નામો અમર છે. એજ ભગવત ભક્તીનો પ્રતાપ.

કદી કોઇ કેહેશે ભક્તોનાં નામ ગવાય છે, તેની સાથે ભક્તોને દુઃખ દેનારના પણ નામો ગવાય છે. તેથી તેમનાં પણ નામો અમર છે.

જવાબ—ભક્તજનોનાં નામોની સાથે ભક્તોને દુઃખ દેનારનાં નામો રહ્યાં છે પણ તે દુષ્ટ કેહેવાય છે. અને પેલા ભક્તો કેહેવાય છે. માટે ભક્ત નામ ધારણ કરનાર જીવોને ધન્ય છે.

વળી ભક્ત જનોને કોઇ ગાળ દેતું નથી ને અભક્તોને એટલે દુષ્ટોને સરવે ગાળ દે છે. અને દુષ્ટ કહે છે જુઓ કોઇ ભક્ત કવિએ એક સાખીમાં અભક્તોને ગાળ દીધી છે તે જુઓ ?

જો જણે તો હરી જન જણજે, કાં દાતા કાં સુર;
નહિતો રહેજે વાંઝણી, મત ગુમાવે નુર.

એ રીતે અભક્તને ગાળ દીધી છે. માટે જીવ માત્રે ભક્તજન થઇ ઇશ્વરી ધર્મમાં સાવધ રેહેવું. તેજ મનુષ્યનો ધર્મ છે.

અરે ભક્તજનો ઇશ્વરે આપણા સુખને માટે કેટલી સાહીત્ય તૈયાર રાખી છે. તેનો બદલો આપણ વાળતા નથી. તેજ આપણું અજાન છે.

ઇશ્વરે આપણા સુખને માટે જળ તેજ પૃથ્વીને વાયુ એ ચાર પદાર્થો આપણી બરદાસમાં મુક્યા છે. તે વગર પઇસે આપણને સર્વ સુખ આપે છે. તે સુખ આ દેહના માતા પીતા પણ આપતાં નથી.

જુઓ પોતાની સગી જનેતા જેને આપણું રળેલું ખાવાની આશા છે. તે માતાના ખોળે ઘણીવાર બેસી રહીએ તો તે માતા એમ કેહે છે કે આ રડયો આખો દહાડો ખોળામાં બેસે છે તેથી માહારો ખોળો દુખે છે. એમ કહી ખોળામાંથી ઉતારી મુકે છે. પણ આ ખરી માતા પૃથ્વી કે જેને કાંઇ પણ સ્વાર્થ નથી છતા પોતે આપણો બોજો હરનીશ રાત દહાડો ઉચકી રેહે છે. તેમ પૃથ્વી ઉપર દસ્ત લઘુશંકા વિગેરેની ગમે તેવી ગંદકી કરો તો પણ તે સહન કરે છે. ને ખસેડી મુકતી નથી. ને માતાના ઉપકારનો બદલો આપણ જરાએ વાળતા નથી. તેથી આપણ કૃતઘ્ની છીએ. અરેરે આપણ ઇશ્વરના ગુનેગાર કેટલાબધા છીએ.

વળી પૃથ્વી માતાને કોદાળા કોશો મારીએ છીએ ને તેનું અંગ ભંગ કરીએ છીએ તો પણ તે કેવી ક્ષમા રાખી રહે છે. આ ઉપકારનો બદલો આપણાથી કાંઇપણ વળાતો નથી તેથી આપણ કૃતઘ્નોના દોશમાં પડેલા છીએ. તે દોશ ઇશ્વરી ધર્મ પાળ્યા વિના નાશ થતો નથી.

બીજુ અગ્નીથી થતો દીવો સુર્ય ચંદ્ર કે તારા વગર પઇસે આપણને પ્રકાશ આપે છે તે કેટલો બધો ઉપકાર છે જુઓ કે આપણા પ્રકાશ સારૂ કોઇને બત્તી કે મસાલ ઝાલવાનું કહીએ તો તે ઝાલનાર પઇસા માગે છે. પણ અગ્ની સુર્ય ચંદ્ર કે તારા આપણી પાસેથી કાંઇ લેતા નથી અને પ્રકાશ કરી રહે છે. તેનો પણ બદલો આપણ વાળતા નથી. શું ને સુર્ય ચંદ્ર આપણા બાપના નોકર ચાકર છે ? નાના નથી. છતા આપણ તેનો બદલો વાળતા નથી. તેથી કૃતઘ્ની થઇએ છીએ. અને તે કૃતઘ્નીપણાનો દોશ આપણને લાગે છે. તે દોશ ઇશ્વરી ધર્મ પાળવાથી નાશ થાય છે. સંવત ૧૯૭૪ ના અસાડ સુદી ૧૫ એટલે આ ગુરૂપુર્ણીમાં.



## ચેતવણી ૩ જી.

ગયા માસની બીજી ચેતવણીમાં લખ્યું છે કે મનુષને માથે નીત્યાન ચાર પદાર્થોનું ઇશ્વરી દેવું ચઢે છે. પ્રથમ દેવું પ્રથવી માતાનું ને બીજું દેવું સુર્યાદીક અગ્નીનું એટલે તેજસ્વી વસ્તુનું ચઢે છે. એમ બે પદાર્થોનું ઇશ્વરી દેવું સમજાવ્યું છે.

હવે ત્રીજુ દેવું વાયુ દેવનું ચઢે છે. તે જુઓને વિચારો–ઉષ્ણ ઋતુમાં તાપથી પવન વિના આપણને ઘણો ગભરાટ થાય છે. તે સમે કોઇ મનુષને કહીએ કે મને પવન નાખો તો તે પવનનો નાખવાવાળો પવન નાંખ્યાની મજુરી માગે છે. મફત પંખો નાંખતો નથી. અને આ વાયુદેવની સ્તુતી કરીએ છીએ એટલામાં તે વાયુદેવ પવન નાંખે છે. તે વાયુ-દેવની મેહેનતનો બદલો કાંઇ પણ આપતા નથી. એવા આપણે ગુણ ચોર ને કતઘ્ની છીએ. તેથી આપણે માંથે વાયુદેવનું દેવું ચઢે છે. તે દેવું વાળવા કાંઇ પણ કરતા નથી. તેથી લક્ષ-ચોરાશીના ગર્ભમાં પડી પડીને મહા દુઃખી થઇએ છીએ. માટે તે દેવાથી છુટવા સારૂ ઇશ્વર સ્તુતી નિત્ય કરો તો તે દેવું તેનાથી છુટે છે.

હવે ચોથુ દેવું વરૂણ દેવનું ચઢે છે. તે જુઓ ને વિચારો. જેટલું જળ જોઇએ તેટલું જળ વરૂણ દેવતા આપે છે. જે જળ વિના કોઇ જીવને ચાલતુંજ નથી. ને જળ વિના જીવાતું પણ નથી. જળથી અનાજ પાકે છે. જળથી વક્ષાદિક પ્રફુલીત રહે છે. ને પ્રફુલીત થાય છે. તેમ જીવ માત્ર જળપાન કરે છે. કોઇ નાહ્ય છે ધુએ છે. ને ગોબરી ચીજોને કાઢી નાંખે છે. એવા ઉપકારનો બદલો જે મનુષ્ય વાળતા નથી તે મનુષ્ય છતા પશુ છે. અને તે પાકો દેવાદાર છે. છતાં દેવું નથી વાળતો તે દેવાળીયોજ છે. તે દેવું પુન્ય-દાન કે ધર્મ એ ત્રણ પ્રકારમાંથી ગમે તે એક પ્રકારે વળાય છે. અને જે નથી વાળતા તેની પાસેથી ચારે મહાભુતના ચારે દેવો બીજે પ્રકારે પોતાનું લહેણું વસુલ કરી લે છે.

પ્રથવીમાતા ધરતીકંપથી ઘર પાડી નાંખે, એમને એમ લુણો લગાડીને પાડી નાંખે. એવે પ્રકારે જેટલાં વરસાનું લેહેણું હોય તે વસુલ કરી લે છે.

તેમ અગ્નીદેવ ઘણા દીવસનું લેહેણું એક દીવસે તેના ઘરમાં પ્રગટ થઇ ઘરબારને માલમીલ્કત બાળી નાંખી લેહેણું વસુલ કરી લે છે.

તેમ વાયુદેવ પવનથી ઘરબાર પાડી નાંખે. કાંતો વાથી હાથ પગ કે અંગ રાખી દે છે તેવા દુખથી વૈદ ડોકટરને પઇસા અપાવી પોતાનું લેહેણું પોતે વસુલ લે છે.

તેમ વરૂણદેવ મુશળ ધારે જળ વરસી કરી ઘરબાર પાડી નાંખે ને સરદીનો રોગ કરી ખર્ચમાં નાંખી દે છે એ પ્રકારે વરૂણ દેવ પોતાનું લેહેણું વસુલ કરી લે છે તથાપી અજ્ઞાની જીવો આ બાબતને સમજતા નથી. તેથી સવળા રહી દુધ પીતા નથી ને વાંકા રહી મુતર પીએ છે.

એ રીતે જગતના જીવો સત્સંગ વિના અજ્ઞાન રહી ગયા છે. તેથી પેટ ભરી ખાસડાં ખાય છે.

અરે ધર્માસ્તીક બંધુઓ કળીયુગના પ્રવાહે માયા મોહીત થોડા થાઓ. માયાની લેહેરમાંને લેહેરમાં ન કરવાનું કરો છો ને કરવાનું તે નથી કરતા.

પંચમહાભુતોના પંચ વિશયો તેનું નામ માયા છે. તેવીજ જે પીવાની ભાંગ તેનું નામ પણ માયા છે. અને તે ઘણા દેશોમાં એમ કેહેવાય છે કે આજ તો માયા બનાવો. એમ કરી ભાંગને ઘુંટી તેમા બદામ ખસખસ ખાંડ વિગેરે નાંખી પીએ છે. પછી તે ભાંગની લેહેર એટલે નિશા ચઢે છે. તે વખત ન બોલવાનું બોલે છે ન ખાવા જેટલું ખાય છે. તે પ્રમાણે ભૌતીક પંચ વિશયોની માયાની લેહેરમાં રાત દીવસ તેનાને તેના

વિચારો ઉત્પન્ન થાય છે. પણ હું જે આ સમજુ છું વિચારૂં છું માથા ચાલુ છું તે હું આ શરીરમાં શી વસ્તુ છું. અને શરીર છે તે હું છું ? કે શરીરમાં સમજનાર જે છે તે હું છું ? એવો વિચાર અજ્ઞાની જીવોને જરા પણ આવતો નથી. અજ્ઞાની ગમે તેવો ગ્રહસ્થ હો, અમલદાર હો, કે રાજ્યવંશી હો. પણ ઇશ્વરનો અપરાધી છે.

સંવત ૧૯૭૪ ના શ્રાવણ સુકલપક્ષ પુર્ણીમાં.

---

## ચેતવણી ૪ થી.

ગયા માસની ત્રીજી ચેતવણી ા છેલ્લા ભાગમા લખ્યું છે કે, અજ્ઞાની, ઇશ્વરનો અપ- રાધી છે કેમકે જે અજ્ઞાની છે એટલે આત્માને પરમાત્માના જ્ઞાનથી રહીત છે. તેનું નામ અજ્ઞાની છે. તેવાને ઇશ્વરની બીક કોઇ પ્રકારના હોતી નથી. તેને તો ફક્ત દ્રવ્ય જતું રહેશે. અમલદારી જતી રહેશે રાજ્ય જતુ રહેશે એટલીજ બીક રહે છે. વળી તેને એમ પણ રહે છે કે મહારી પાસે દ્રવ્ય છે તેથી વિશેપ મેળવું. અમલદારીનો હોદ્દો છે તેથી વિશેપ હોદ્દો મેળવું રાજ્ય છે તેથી વિશેપ રાજ્ય મેળવું. તો કાઇક દીવસ જવાકાળ હોય તે જાય તો પણ કાઇંક પડયું રહેશે. માટે વિશેપ મેળવું તો સારૂં એમ સમજી તેની ને તેની ત્રષ્ણાનું ચૈતવન કર્યા કરે છે. એક પળવારે ઇશ્વરનું ચૈતવન થતું નથી. કદી કોઇને ઇશ્વરી ચૈતવન કરતો દેખીને દેખાદેખી પોતે માળા ઝાલી બેસતો હશે ને મોઢેથી ઇશ્વરનું નામ લેતો હશે. પણ ચૈતવન તો દ્રવ્યનું ને હોદ્દાનું ને રાજ્યની ખટપટનુંજ ચાલતું હશે. મોઢે બબડે હાથે માળા ફેરવે પણ ચૈતવન તો તેજ ચાલતું હશે. તેવા જીવનું નામ અજ્ઞાની છે. પણ તેવા અજ્ઞાની જીવો ઇશ્વરને છેતરવાની હોશીઆરીતુ જ્ઞાન સારૂ રાખે છે. કેવું કે પોતાનો વ્હાલો દીકરો મરવા પડે તે વખત કંગાલ જેવું મોઢું કરીને એમ કહે કે હે રણછોડરાય જો આ દીક- રાને મંદવાડ મટી જશે તો તમને સવાશેર મગજ ધરાવીશ એવી સવાશેર મગજની બાધા રાખે તે સવાશેર મગજ બાર આનાનો થયો એવી રણછોડરાયની ફી બાર આના. જો ડોક્ટરને બોલાવે તો પાચ રૂપીઆ ફીના ને આઠ આના ગાડી ભાડાના ને આઠ આના દવાના.

આતે ડોક્ટર સાહેબ વધ્યા કે રણછોડરાય વધ્યા. વળી બાધા રાખતી વખત એમ કહે છે. કે મટશે તો સવાશેર મગજ ધરાવિશ નહી મટે તો કાંઇ લેના દેવા નહી. એવી તો રણછોડરાયની જોડે પરઠણ કરે છે. અને ડોક્ટર સાહેબની સાથે જરાએ પરઠણ નહી. એટલો બધો ડોક્ટર સાહેબનો વિશ્વાસ અને રણછોડરાયનો વિશ્વાસ નહી માટે પરઠણ કરે છે.

વાહ વાહરે મનુષ ભાઇ વાહ. ડોક્ટર સાહેબને રોજંદા રોકડા ને રણછોડરાયને ઉધારો. રણછોડરાયની સાથે સવાશેર મગજ પરઠેલો, પણ તે નહી દેવાનો, દેખાડીને પાછો લેવાનો અને ઇશ્વરની સાથે મનુષ કેટલી બધી તાલમબાજી કરે છે. એવા ઠગારા મનુષ્યોનું કોઇ કાળ ભલું થવાનું છે નહીજ થાય.

વળી કેટલાક તો જગ્તમાતા જગદંબા તેની બાધાએ રાખે છે ને એમ કહે છે માતા માહારીમા આ છોકરાને મટશે તો તમારા નિમીતના પાંચ બ્રાહ્મણ જમાડીશ. એમ કરતાં છોકરાને મટે એટલે છોકરાનાં માતા પીતા હળી મળીને વીચાર કરે કે, રાખેલી બાધા કયારે મુકીશું ? એમ કરતાં નક્કી કરે કે, આપણા બાપની સંવછરી છે તે દીવસે ભેગાભેગી બાધા મુકીશું.

એમ કરતાં સવંછરીનો દીવસ આવે તે દહાડે વિચાર કરે કે, કીયા કીયા પાંચ બ્રાહ્મણને નોહોતરાં દેવા એમ વિચારતાં એવો નિશ્ચય કરે કે એકતો મેહેતાજીને નોહતરૂ દેવું કેમકે છોકરાને જીવ રાખીને ભણાવે. જુઓ આતે નોહોતરૂં ભણાવ્યા નિમીતનું કે માતા નિમીતનું બીજુ નોહોતરૂં વૈદને દેવું કેમકે છોકરો માંદો પડે ત્યારે બરોબર ધ્યાન દેઇને દવા (ઓષધ) આપે. જુઓ આ નોહોતરૂં ઓષધ નિમીતનું કે માતા નિમીતનું ? ત્રીજુ નોહતરૂં જોશીને દેવું. કેમકે છોકરાની જનમોતરી કે ગ્રહ જોઇ આપે છે. જુઓ આ ત્રીજુ નોહોતરૂં ગ્રહ જોયા નીમીતનું કે માતા નિમીતનું ? ચોથું નોહોતરૂં ગોરને દેવું કેમકે છોકરાને સારૂ કન્યા સોધી લાવે, જુઓ આ ચોથું નોહોતરૂં કન્યા નિમિતનું કે માતા નિમિતનું ? પાંચમું નોહોતરૂં આપણો સાખ પાડોશી બ્રાહ્મણ છે તેને દેવું. કેમકે આપણો ફેરો ફાટો ખાય છે ને આપણાં છોકરાં રમાડે છે. જુઓ આ પાંચમુ નોહોતરૂ છોકરાં રમાડયાંનું કે માતા નિમીતનું ? એ રીતનાં પાંચ બ્રાહ્મણો જમાડે. આ રીતે કળીયુગના જીવો માતાની ને પીતાની સાથે ઠગાઇ કરીને માતા પીતાને છેતરે છે. એમ કરતા છોકરો મંદવાડનો ફરી ઉથલો ખાય એટલે તેના માબાપ એમ બોલે કે માતા ને પીતા જોઇ લીધા. કાંઇજ નથી બધું તુતે તુત છે. કેમકે અમે માતાની બાધા રાખી હતી. એટલે એકવાર છોકરાને મટયું તેથી માતા નીમીતના પાંચ બ્રાહ્મણો જમાડયા. તો પણ આ બીજી વાર છોકરો માંદો પડયો. એવું બોલી માતાને માથે નિમીત્ત મુકે છે. અને પોતાની ભુલ કાહાડતા નથી એવું આ જગત અજ્ઞાનમય થઇ ગયું છે.

અજ્ઞાન થવાનું કારણ એવું છે કે ધર્માચાર્યો કે બ્રાહ્મણો લક્ષ્મીના ને લાડુના લાલચુ થવાથી ખરૂં બોલતા નથી. ને શેવકને તથા યજમાનને સારૂ લાગે તેવું મીઠું ને જુઠે જુઠું બોલે છે. જો ખરૂં ને કડવું વચન બોલે તો, શેવકને ખોટું લાગે ને ખોટું લાગવાથી બીજા ધર્મમાં જતો રહે ને ગોર મહારાજને દાન દક્ષણા આપે નહી ને લાડુ ખવરાવે નહી. તેથી શેવકનું ને યજમાનનું મન પ્રસન્ન રહે તેવું બોલે છે. તેને લીધે આ જગત અજ્ઞાન થઇ ગયું છે અને અજ્ઞાન થવાથી તે જીવોનું કોઇ કાળે ભલું થતું નથી ને દીવસે દીવસે ભુંડું થાય છે.

વળી લક્ષ્મીના લોભી બ્રાહ્મણો તમોને એમ કહે કે ભાઇ તીર્થે આવ્યા છો તો ગૌ દાન કરો. જો પ્રત્યક્ષ ગાય ન મળે તો સવા રૂપીયાનુ ગૌ દાન કરો. સવા રૂપીયાની શ્રદ્ધા ન હોય તો સાત પઇસાનું ગૌ દાન કરો એમ કહી ગૌ દાનનો સંકલ્પ કરાવી સાત પઇસા છીનવી લે છે. જુઓ બંધુઓ સાત પૈસાનુ તો શેર દુધે આવતું નથી તો ગૌ દાન કયાંથી વળે નજ વળે. અને ગૌ દાનનો સંકલ્પ કરીને ઉલ્ટે બંધન થાઓછો. તેમ સાત્ પૈસા માટે ગાયના દાનનો સંકલ્પ કરાવી ગૌ દાન લે તે પણ ગૌ દાન લીધાનો બંધન થાય છે, વાહ રે વાહ.

દોહરો—ગોર ગુરૂ સબ લાલચુ, દોનું ખેલે દાવ;
તરે નહી તારે નહી, દોઇ પત્થરકે નાહાવ.

યજમાન જાણે કે સાત પઇસામાં મારે ગૌ દાન થાય છે. ને ગોર જાણે કે મુઇ પાદી તે લાભ એટલે જે બે પઇસા આવ્યા તે ખરા. અરે બંધુઓ જરા ન્યાયથી વિચારો હાથે કરીને શું કામ ઇશ્વરના બંધન થાઓ છો. વળી ઇશ્વર નીમીત ધર્મ જે સ્થળે થાય છે તે સ્થળ તીર્થ ક્ષેત્ર કહેવાય માટે સાંભળો ને વિચારો.

**अन्य क्षेत्रे कृतं पापं, तिर्थ क्षेत्रे वीनस्यती;**
**तिर्थ क्षेत्रे कृतं पापं, वज्र लेपो नभविस्यती.**

માટે વજ્ર લેપ જેવાં પાપ ન કરો. તમારા મનથી કરો છો ધર્મ, અને બાંધો છો કર્મ હેરણની ચોરી કરવી છે ને સોયનું દાન કરવું છે એતે પાપનો બદલો કોઈ કાળે વળે ! નજ વળે.

સંવત ૧૯૭૪ ભાદ્રપદ શુકલપક્ષ પુર્ણીમા.

---

## ચેતવણી ૫ મી.

ગયા માસની ચોથી ચેતવણીના છેલ્લા ભાગમાં લખ્યું છે કે ધર્માસ્તીક બંધુઓ તમે જાણો છો કે કરીએ છીએ ધર્મ, પણ બાંધો છો કર્મ કેમકે જ્ઞાનવાન પુરૂષોના સત્સંગ વિના સવળું સમજાયું નથી. તેથી ધર્મમાં અધર્મ કરો છો જેવો કે ઘણા લોકો તુળશીની માંજરો દેખે છે ત્યાંથી તોડી નાંખે છે. તે માંજરો તોડી નાખવામાં પુન્ય સમજ્યા છે. પણ તે માહા પાપ છે. કેમકે માંજરો છે તે તુળશીનાં બીજ છે. તે બીજ ખરી પડવાથી તેની બીજી તુળશી ઉગે છે તેથી તુળશીનો પરીવાર વધે છે તે માંજરો તુળશીનો ગર્ભ છે. તે ગર્ભપાત કરવાથી માહા પાપ લાગે છે તેને તમે પુન્ય માન્યું છે. તેજ અજ્ઞાન છે સુકાએલી માંજરો તોડવી જોઈએ બીજું જગન્નાથજીની યાત્રાએ જાઓ ત્યાં રાંધેલા ચોખા એટલે ભાત તમે તેનો અડેલો ખાઓ છો જો ના ખાઈએ ને શંકા લાવીએ તો મોંઢું વાંકું થઈ જાય એમ સમજ્યા છો તેથી પોતાના જાતી ધર્મથી ભ્રષ્ટ થાઓ છો. શું ભ્રષ્ટા ભ્રષ્ટ થવું તે ધર્મ છે કે અધર્મ છે ! જરા ઝીણી બુદ્ધીથી વિચાર કરો. ત્રીજુ જગતમાતાના અંબાજી તે આપણી માતા છે. તેથી તેને જગતજનુની કોહો છો. એવી આપણી માતા એટલે મા તેની આગળ ભવાઈ કરો છો, અથવા કરાવો છો તે શું સારૂ છે. ના, ના, કેવળ અધર્મ છે. પોતાની માની આગળ ભાંડ બોલીને વ્યભીચારી ચાળા કરવાથી આપણી માનો કોપ આપણા ઉપર કેટલો થાય છે ને કેવા અધર્મી કેહેવાઈએ તો આ જગતજનુની આગળ ભાંડ એટલે અપશબ્દ બોલવા તે અધર્મ ખરો કે નહી ? અરે અજ્ઞાનીઓ કાંક સવળું સમજો આપણા બાપ દાદા ધરાધરીની મા તેની આગળ ભાંડ બોલવું અથવા વિશયીચાળા કરવા તે શું ધર્મ છે ? ના, ના, કેવળ અધર્મ છે. ન્યાય નિતીનો વિવેક ને વ્યવહારથી વિચાર કરો. આ તે ધર્મ છે કે અધર્મ છે. ચોથુ માતાજીના આગળ અજા એટલે બકરાં કે પાડા વધેરાય છે. તે શું ધર્મ છે. ના ના માહા મોહોટો અધર્મ છે. અને એનું સામાન્ય પાપ નથી. તેને વિષે કોઈ કવિએ કહ્યું છે કે—

અન્ન સમો પુન્યજ નહી, જ્ઞાન સમો નહી દાન;
હીંસા સમ પાતક નહી, સત્સંગ સમો ન ધ્યાન.

વળી **અહિંસા પરમોધર્મ** અર્થ અહીંસીક ધર્મ હોય તેજ પર્મ ધર્મ છે. છતાં હિંસા કરવી એતે ધર્મ કે અધર્મ ? અરે બંધુઓ કળીયુગના પ્રવાહે કરીને અધર્મ છે. તેને ધર્મ સમજો છો અને ધર્મ સમજીને જીવ હત્યારો કરો છો. અન્ય સ્થળે એવાં પાપ કરેલાં હોય તે તીર્થક્ષેત્ર એટલે તીર્થ સ્થળે છુટે છે, અને તીર્થે કરેલાં હોય તે કોઈ કાળે

છુટતા નથી. એનો તજ લેપોન ભવિષ્યતી. વળી શ્રી રણછોડ રાયની ભક્તી કરો છો તે રણછોડરાયને મહેણું મારો છો કે ખીજવો છો? તમારી ભક્તીના શબ્દોનો જરા વિચારતો કરો એવું કોહો છો કે જે રણછોડ માંખણ ચોર-વાહરે વાહ તમારી ભક્તીને ધન્ય છે. આપણને કે આપણા બાપને ચોર ચોર કહે તેથી આપણ ખુશી થઈએ ખરા કે? ના ના વળી શ્રી કૃષ્ણ પ્રભુ મહાન રોગી તેમને વ્યભીચારીના આરોપ મુકો છો. તે શું ધર્મ છે વળી નીચી મજુરીના આરોપ મુકો છો, જેવાકે કોઈનું છાપરૂ સાંચ્યું કોઈની ઘંટી ખેંચી કોઈની હજામત કરી આ વીગેરે ઘણીજ નીચી ઉપમાઓ આપો છો ને ધર્મ છે. કેવળ અધર્મને રસ્તે ચઢી ગયા છો, તેથી કર્મ બંધન થાઓ છો. કોઈ કહેશે શું એ બધી વાતો ખોટી ખોટી ને ખોટી એતો રૂચક વચન છે. એટલે હરી વિમુખ જીવોને ઇશ્વર ઉપર રૂચી થવા કવિઓએ રૂચક વચન વાપર્યાં છે. તેને અજ્ઞાનીઓએ ને પોતાના મન ધાર્યા સ્વાર્થ પાર પડશે એવિ આશાએ એ ઉપમાઓને એટલે તે વાતોને સાચી માની છે. તેમ છતાં એમ માનીએ કે તે વાતો સાચી છે. તો પણ જેને આપણે આપણા ઇશ્વર માન્યા કે માબાપ તુલ્ય માન્યાં તેના નીચાં કૃત્ય ગાવા કે તેના છીદ્રો ઉઘેડવા તે સારૂં દેખાય છે. ના ના એતો ઇશ્વર આપણા ઉપર ગુસ્સે થાય છે.

અરે અજ્ઞાની ધર્માસ્તીકો તમે જાણો છો કે ધર્મ કરીએ છીએ પણ ધર્મ નથી કરતા ને ઉલટાં કર્મ બાંધો છો, જુઓ કોઈ મનુષને રીઝવવું હોય છે, તો કેવું કેવું મીઠું બોલો છો, ને કેવી સારી સારી ઉપમાઓ આપો છો, ત્યારે તે મનુષ રીઝે છે તો આ શ્રી કૃષ્ણ પ્રભુને રીઝવ્યાને બદલે ખીજવ્યા કરો છો તેથીજ દીવસે દીવસ દુનીયાની ખુવારી થવા લાગી છે. અને હજી તો જ્યાં સુધી તમો સવળા ધર્મને મારગે નહી ચઢો ત્યાં સુધી વિશેષ ખુવારી થવાની છે. માટે સત્સંગ કરીને સવળુ સમજી સવળા માર્ગે ચઢો.

અરે અજ્ઞાન ધર્માસ્તીકો તમો એમ કહો છો કે અમારા બાપ કાકા કરતા હતા તે કરીએ છીએ. શું અમારા બાપ દાદા નોહોતા સમજતા? ઉત્તર-ના ના કળીયુગ બેઠો તે વખતે શ્રી કૃષ્ણે પાન્ડવોને તથા વિદુરજીને તથા ઉદ્ધાલકને કહ્યું કે સરવે સત્પુરૂષો આ સમયમાં દેહ મુક્ત થઈ જાઓ અથવા ગુપ્ત થઇ જાઓ. નહીતો કળીયુગના સપાટામાં આવી જશો અને આ વાત સર્વ સત્પુરૂષોને પહોચાડો એમ કહી શ્રી કૃષ્ણ પ્રભુ દેહમુક્ત થયા. તે પછી સત્પુરૂષોએ અન્યો અન્ય સત્પુરૂષોને શ્રી કૃષ્ણ પ્રભુનો કહેલો સંદેસો પોહોંચાડ્યો. એટલે ઘણા સત્પુરૂષોએ દેહ મુકી દીધા ઘણા અરણ્યમાં જતા રહ્યા કેટલાક હીમાલય ગયા તેથી સત્સંગ બંધ પડી જવાથી કળીયુગનો સ્પર્શ થઇ ગયો. એટલે અવળી મતીઓ થવા લાગી. તેમ દીવસે દીવસે વધારે થવા લાગી. કળીયુગ અવળાં આચરણનો છે. તેથી અવળુ સુજાડે ને અવળુ ભાસે તેમ સવળુ તે અવળુ ભાસે તેથી અવળી સમજ ને અવળાં કર્મ કરો છો આ વાત અજ્ઞાનવાળા ધર્માસ્તીકોની ધ્યાનમાં નહી ઉતરે કેમકે જેને સત્સંગે સમજીને કાર્ય કરવું નથી ને દેખાદેખી કરવું છે, તેવાની ધ્યાનમાં ગમે તેટલું સમજાવો પણ તેને જ્ઞાન આવવાનું નથી. તે વિષે દયારામ ભાઇએ એક પદમાં એમ કહ્યું છે કે જ્ઞાન કદી નહી થાય, મુરખને જ્ઞાન કદી નહી થાય કેહેતાં પોતાનું પણ જાય. મુરખને જ્ઞાન કદી નહી થાય. તેમ બીજા મહાત્મા પુરૂષો પણ ઘણું કહી ગયા છે. છતાં હજી સુધી સવળું સમજતાં નથી તેથી અવળાં કર્મો થાય છે. ને અવળાં કર્મોથીજ આ દુનીઆની ખુવારી થતી જાય છે.

૧ અરે ધર્માસ્તીક બંધુઓ આ ચેતવણીઓ પોતેજ વાંચીને મુકી દેવી તે ઠીક નથી કોઈને પણ વંચાવવી; તે પરોપકાર છે.

સંવત ૧૯૭૪ ના અસ્વીનમાસની શુકલ પક્ષ પુર્ણીમાં.

---

## ચેતવણી ૬ ઠ્ઠી.

ગયા માસની પાંચમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે ધર્મ કાર્યમાં મનુષ્યો આટ આટલી ખુવારી થયા છતાં હજી સવળું સમજતા નથી. તેથી દુનીઆની ખુવારી થઇ છે થાય છે ને થશે. માટે હે મનુષ્ય ભાઇઓ સત્સંગ કરીને સવળું સમજો ને બીજાને સવળુ સમજાવો તો આ જગતના જીવો કાંઇ સુખી થાય.

જુઓ ધર્મના નામે અવળા કર્મ કરો છો ? તે કર્મને ધર્મ સમજોછો. પણ તે કર્મો સવળાં થતાં હોય તો આ દુનીયાની દીવશે દીવશે વિશેશ ખરાબી થતી જાય છે તે થાયજ નહી.

જુઓ હાલમાં દીવશે દીવશે અનાકાળ મનુષ્ય મરકી અને વિચીત્ર વિચીત્ર રોગ ઉત્પન્ન થતા જાય છે. તેનું મુખ્ય કારણ એ છે કે આપણા અવળા ધર્મ ને અવળાં કર્મ થયાં છે તેજ છે. આટ આટલું કલેશથી પણ અજ્ઞાનથી છવાએલાની આંખો ઉઘડતી નથી ને જ્ઞાન આવતું નથી.

**છપ્પો.**

મુરખને દો જ્ઞાન, સાન આવે ન કદાપી;
સમજાવો સહુ સાર, તોહયે નવ સમજે પાપી.
કરો કોટી ઉપાય, રહો ગમે તેમ ખાળી;
પણ પડી જે ટેવ, ટળે ના તેતો ટાળી.
યત્ન કરી સ્થીર પાડીએ, તો પણ જાયે ડગી;
વલ્લભ કહે છે શેઠની, શીખામણ ઝાંપા લગી.

અરે ધર્માસ્તીક બંધુઓ નાસ્તીકના સંગે અથવા અજ્ઞાની આસ્તીકના સંગે ચઢીને ધર્મમાં ન કરવાનાં કર્મ કરો છો તે મુકી દો. અને પોતાના સ્વારથ સારૂ ઇશ્વરને છેતરો છો તે છેતરવાનું છોડી દો. તમે તમારી યુક્તીથી બાધા આખડીઓ રાખીને અને ઇશ્વરને લાલચ આપીને છેતરો છો પણ તે છેતરાય તેમ નથી. કેમકે આપણા દેશનો મનુશ રાજા આપણાથી છેતરાતો નથી, તો ઇશ્વર આખા વિશ્વનો રાજા કેમ છેતરાશે, નહીજ છેતરાય કેમકે ઇશ્વર કાચો નથી. બહુજ પાકો ને પોહોચેલો છે.

**કુન્ડળીયા.**

કાચો ઇશ્વર કૈં નથી, સાચો કાચો ન્હોય;
છેતરવાના છળ કરો, એઠો જુગ્તી જોય.
એઠો જુગતી જોય, નથી તે જેવો તેવો;
શું આપે હરખાય, માન્યનો ભોગી કેવો.
કાળજડે કુડ કોડ, રીઝવવા માટે નાચો;
કે' છે વલ્લભરામ, નથી ઇશ્વર કૈં કાચો.

---

કાચો ઇશ્વર છે નહી, પ્હોંચેલો પરમેશ;
દીન બંધુ કે'વા થકી, બંધુ બને નહી લેશ.
બંધુ બને નહિ લેશ, વેશ કાઢી કહો આનું,
પણ અંતરનું હિત, નથી તેને તો છાનું.
આનાતું પત રાખ્ય, કહીને ચાલ્ય તમ જાચો;
કે' છે વલ્લભરામ, નથી ઇશ્વર કૈં કાચો.

---

કાચો ઇશ્વર કૈં નથી, પાકો ને પ્હોંચેલ;
રાખી કપટ કાળજે, કરો ધરમના ખેલ.
કરો ધરમના ખેલ, કહો મુખ દિન દયાળ;
શું ભગવત છે ભોટ, બોલવે થાય કૃપાળું.
મનથી માનો ઠીક, રામ મળવાને રાચો;
કે'છે વલ્ભરામ, નથી ઇશ્વર કૈં કાચો

---

કાચો ઇશ્વર છે નહી, નહી ભોળો કે ભોટ
સત્ય ધરમ સમજ્યા વિના, મીથ્યા સહુની ચોટ.
મીથ્યા સહુની ચોટ, કરો સમરણ કે સેવા;
ઉપરના ઉપચાર, મટે રોગ મહીથી કેવા.
નિરમળ થઇ ઉપદેશ, જ્ઞાનનો લૈ લે સાચો.
કે' છે વલ્લભરામ, નથી ઇશ્વર કૈં કાચો.

---

પાકો ઇશ્વર સર્વથી, કાચો નહી કીન્ચીત;
જાણે મહિની બ્હારની, સાચી કે વિપ્રીત.
સાચી કે વિપ્રીત, હીત કે અહિત મનનું;
અંતરયામી એજ, તેજ જાણે તુજ તનનું.
છેતરવા ઉપાય, દાવ ફાવે તે તાકો;
કે' છે વલ્લભરામ, બહુ ઇશ્વર છે પાકો.

---

પાકો ઇશ્વર સર્વથી, ફગેરે રીઝે કેમ;
જ્ઞાન જરા લેવું નથી, નામે વશ પર પ્રેમ.
નામે વશ પર પ્રેમ, રીઝે નહી તે કો કાળે;
આળ બચ્ચાં સહુ નામ, બોલતાં ટાળે ચાળે.
કયા મારગથી મોક્ષ, જ્ઞાન વણ ફક્કર હાકો;
કે' છે વલ્લભરામ, બહુ ઇશ્વર છે પાકો.

---

પાકો ઇશ્વર જાણજો, નથી ભોટ કે ઠોઠ;
રામ રામ મોઢે કહી, બહુ ફફડાવો હોઠ.
બહુ ફફડાવો હોઠ, ચોટ સાચી નહિ લાગી,
ભક્તિ કરીને ધીક, વિત કે વસ્તી માગી.
તે પણ ક્યાં મળનાર, નથી કાચો તે કાકો;
કે' છે વલ્લભરામ જાણજો ઇશ્વર પાકો.

---

પાકો ઇશ્વર જાણજો, ભુલ નહી તલ ભાર;
મોક્ષ ઇચ્છ તું તાહરો, મીથ્યા સુખ સંસાર
મીથ્યા સુખ સંસાર, મોક્ષનો મારગ લેવો;
જ્ઞાન વિના નહી મુક્ત સમજની સંગત શેવો.
તે વણ કોટી કર્મ, કરીને સહુ જગ થાકો;
કે' છે વલ્લભરામ, જાણજો ઇશ્વર પાકો.

અરે ધર્માસ્તીક બંધુઓ વૈદ ડોકટર કરતાં ઇશ્વરની કીમત તમે થોડી ગણો છો. કેવી તે વાત આગળ કહી ગયા છીએ. તેમ ઇશ્વર પાસે પાચ રૂપીયાની બાધા રાખીને લખ્ખો રૂપીયા પેદા કરવા છે. તેમ સવા રૂપીઆની બાધા રાખીને લખ્ખો રૂપીયાનાં છોકરાં છઇયાં માગી લેવાં છે. પણ ઇશ્વર એવો ઉંધો વેહેપાર કરતા નથી. કે સો આપીને સાઠ લે. આપણુ મનુષ્ય એવો વેહેપાર કરતા નથી, તો શું આપણા કરતાં ઇશ્વર અણસમજુ છે ! ને શું ભોટ છે ? નાના એતો આપણા કરતાં ઘણા હોશીઆર છે છતાં તેમને ફોસલાવોછો ને છેતરવા જાઓ છો, પણ તે છેતરાશે નહી નહી ને નહી. કદી ઇશ્વર એક બે વખત વિશ્વાસ રાખીને તમારૂં ધાર્યું કામ કરશે; પણ જે દહાડે કોપાયમાન થશે તે દહાડે એક પલકમાં બધુ છીનવી લેશે. તે વખત ઘણો પસ્તાવો થશે માટે અત્યારથીજ સમજીને ધર્મ કાર્ય કરો.

અરે ધર્મ બંધુઓ આ ચેતવણીયો પોતેજ વાંચીને મુકી દેવી તે ઠીક નથી કોઇને પણ વંચાવવી, તે પરોપકાર છે.

સંવત ૧૯૭૫ ના કારતક માસની પુર્ણીમાં

---

## ચેતવણી ૭ મી.

ગયા માસની છઠ્ઠી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે ઇશ્વરને છેતરવાને માટે જે ધર્મ કર્મ કરો છો પણ ઇશ્વર કોઇ કાળે છેતરાવાના નથી.

એક અલપાનંદ માઇક સુખને માટે ઇશ્વરની સ્તુતી કરો છો તેમ માનતાઓ માનો છો. એટલે બધા આખડીઓ રાખો છો. તેથી ઉલટા કર્મ બંધન થાઓ છો.

અરે બંધુઓ ઇશ્વર તે શું લાંચીયો હશે, નાના ઇશ્વર તો માહા સત્યવાદી છે. તેમ પક્ષપાત રહીત છે. છતાં તેને લલચાવાની યુક્તીયો કરો છો, તે તમારી યુક્તી ચાલવાની નથી કેમકે તમો લક્ષ્મીથી લલચાવો છો, પણ લક્ષ્મી તો તેમનીજ છે ને તેમના ચર્ણમાંજ

ઓ ભાવે રહેલી છે. તે લક્ષ્મીના ચરણની ઉડેલી રજોટી તે આ આખા જગતમાં છે. તે રજોટીથી શું ઇશ્વર લલચાતા હશે. નાના.

આપણ ઇશ્વરને છેતરવાની અને પોતાનો સ્વાર્થ સાધવાની યુક્તીયો કરીએ છીએ તેથીજ આ જગત ઉપર ઇશ્વરનો કોપ થયો છે. જુઓ કે ઘર બંગલા ને હવેલીયો આપણે અને આપણાં કુટુંબને રેહેવા ભોગવવા સારૂ બંધાવેલી અને તે આપણીજ છે. ને તે આપણેજ ભોગવીશું. એવી આપણા મનને મમતા રેહે છે. ને રહી છે. તેથી ઇશ્વરે પલેગ મોકલી આપણી મમતા મુકાવી દીધી. કેવી કે ચપટી ચપટી અનાજને તાણ્યાં તોસ્ના લુગડાં લેઇ લેઇ હવેલીઓએ ત્રણ ત્રણ શેરના તાળાં દેઇ આડે અવળે વગડામાં ઝુંપડીઓ બંધાવરાવી. અને તેમાંજ રાખ્યા ત્યારે આપણને એવી મમતા પેઠી કે માહારી ઝુંપડી. એવી મમતા છોડાવના ઘણે ઠેકાણે ઝુંપડીયો સળગાવી દીધી. અને બંગલાવાળા જઇ બંગલે વસ્યા તો તેમને બંગલામા પ્લેગ વળગાડયો. એ રીતે ઇશ્વરે કોઇની મમતા રાખવા દીધી નથી. છતાં આપણને તે વાતનું ભાન આવતું નથી. અને પ્લેગ આવશે ત્યારે ઘરમાથી નાશી જઇ બંગલે રહીશું એમ સમજી ઘણાકે ખેતરો લેઇ તેમાં રેહેવા જવા મકાનો બંધાવ્યા એ રીતે મનુશો પોતાની યુક્તીયો કરવા માડી. ત્યારે ઇશ્વિરે ટુંટીયા ને તાવ મોકલી અનુભવ કરાવ્યો, કે જો જીવડા તું નાશીને કયા જઇશ. એવો અનુભવ કરાવ્યો, છતાં આપણ માહા નઠોર અજ્ઞાનથી છવાઇ ગએલા છીએ તેથી સાન ભાન આવતું નથી,

પ્રથમતો આપણ ઇશ્વરોમાં શંમ વિશમ ભાવ રાખીએ છીએ તેજ માહા મોહોટો અધર્મ કરીએ છીએ. કેવો કે શીવ અને શક્તી સંપ્રદાયના વિષ્ણુપર અભાવ રાખે છે ને વિષ્ણુ અને શક્તી સંપ્રદાયના શીવ ઉપર અભાવ રાખે છે ને શિવ વિષ્ણુ સંપ્રદાયના શક્તી ઉપર અભાવ રાખે છે. એ રીતે શમ વિશમ ભાવ રાખે છે. એજ મોહોટો અધર્મ થાય છે. એવા અધર્મને લીધે પ્રથવી માતા અધર્મના બોજો ઉચકી શકતી નથી, તેથીજ પલેગ અને તાવ ટુંટીયાના રોગે ઘણા જીવોનો નાશ થવા લાગ્યો છે. કેટલાક યુદ્ધમાં કેટલાક રોગમા ઉપડવા લાગ્યા છે. તેમ કેટલાક અનાકાળમા ને કેટલાક મોઘવારીમાં ઉપડી જવાની તૈયારીયો કરી રહ્યા છે. કેમકે ઇશ્વરમા શમ વિશમ ભાવ છે તે માહા મોહોટો અધર્મ છે.

જુઓ કે ત્રીગુણી માયા ત્રણ ગુણના ત્રણ દેવો બ્રહ્મા વિષ્ણુ ને શીવ. તે ચારે ઇશ્વિરો એકજ રૂપ છે. તેમને એક બીજાપર દ્વેશભાવ નથી છતાં અજ્ઞાની જીવો શમ વિશમ ભાવ ગણીને એક બીજાના ધર્મપર દ્વેશ બુદ્ધિ રાખે છે. તેજ અજ્ઞાન છે. અને અજ્ઞાનથી અધર્મ થાય છે.

જુઓ એક શીવાનંદ નામના સંન્યાસી દોઢસો બસો વરસ ઉપર થઇ ગયા; તેમણે ઇશ્વરને એક સ્વરૂપ માનીને આરતીયો ગાઇ છે. તેના છેવટના શબ્દો જુઓ. છેવટ ભાગે એમ કહ્યું છે કે–

હર હરી એક સ્વરૂપ, અંતર નવ ગણશો. અંતર નવ ગણશો; ભોળા ભુધરને ભજતાં, ભવ સાગર તરશો. ।। શીવ શક્તીની આરતી જે કોઇ ગાશે બાઇ જે કોઇ ગાશે; ભણે શીવાનંદ સ્વામી સુખ સંપત થાશે.

એ રીતે શીવાનંદ સન્યાસી કહી ગયા છે. છતાં આપણુ શીવ શકતી ને વિષ્ણુમાં ભેદ બુદ્ધિ રાખીએ છીએ તે અધર્મનો મુળ પાયો છે. તે અધર્મે કરીનેજ આ દુનીયાની ખુવારી થવા લાગી છે.

વળી જે પંચમાહાભુત જે મોહોટા દેવ છે તે ઇશ્વરોમાં શમ વિશમ ભાવ નથી રાખતા ને સર્વને સામાન્ય માને છે તે જુઓ ને વિચારો.

જુઓ કે શીવજીની પ્રીય બીલી ને વિષ્ણુની પ્રીય તુળશી, બ્રહ્માની પ્રીય દ્રો, ને શક્તીની પ્રીય નાડાછડી, એટલે કપાસના સુતરની નાડીછડી થાય છે. તે કપાસ એ રીતે ચારે ઇશ્વરોની પ્રીય ચાર વનસ્પતિ છે તે ચારેને સમાન્ય ભાવે રાખે છે. તે જુઓ.

સંવત ૧૯૬૫ ના માગસર માસની પુર્ણિમા.

---

## ચેતવણી ૮ મી.

ગયા માસની સાતમી ચેતવણીના છેલ્લા ભાગમા એમ લખ્યું છે કે બ્રહ્મા વિષ્ણુ શીવ ને શક્તી તે ઇશ્વરાંશી ચારે એક સ્વરૂપ છે, છતાં તેમાં જે પ્રાણી સમ વિશમ ભાવ રાખે છે, અથવા માંને છે તે જીવને માહા મોહોટો વૈશમ્ય દોશ બેસે છે. છતાં અજ્ઞાનથી છવાઈ ગએલા અજ્ઞાની ગુરૂઓને એક દેશી જ્ઞાન આપી શીષ્યોને ખુણામાં ખોસી ઘાલ્યા છે. તેમ અંધ શ્રદ્ધાળુ શીષ્યો તે વાત ખરી માનીને વૈશમ્ય દોશના ભોક્તા થાય છે.

જુઓ કે જે પંચ માહાભુત જળ તેજ પ્રથ્વી વાયુ અને આકાશ; તે પાંચે આપણા મનુષ્ય કરતાં માહા મોહોટા છે. અને તે દેવ છે. તે પોતે ઉપર કહેલા ચારે ઇશ્વરાંશીને સરખા માને છે.

જુઓ કે બ્રહ્માની પ્રીય દ્રો. વિષ્ણુની પ્રીય તુળશી-શીવની પ્રીય બીલી ને શક્તીની પ્રીય નાડાછડી. તે નાડાછડી સુતરની ને સુતર રૂનું ને રૂ કપાસનું તેથી શક્તીને પ્રીય કપાસ. એવાં જે ચારે વનસપતી રૂપ વ્રક્ષો તે ચારે વ્રક્ષોને પૃથ્વી માતા ઉગવા દે છે. તેમ તેને વધવા આકાશ અવકાશ આપે છે. તેમ વાયુ દેવતા ચારેને વા ઢોળે છે. ને મેઘ રાજા ચારેને જળ સીંચે છે. તેમજ સુર્ય દેવતા ચારેને પ્રકાશે છે. એ રીતે પંચ માહાભુત જે મોહોટા દેવ તે શમ વિશમ ભાવ રાખતા નથી તેમ તુન્યાધીક ગણતા નથી. દાખલો જોયા છતાં અને શીવાનંદ સ્વામીની આરતીમાં સાંભળ્યા છતાં આપણુ શમ વિશમ ભાવ રાખીએ છીએ તેથી આપણુ કીએ કાળે કલ્યાણ થવાનુ માનો છો ? અરે મનુષ્ય બંધુઓ કલ્યાણ થવાનું તો આઘુ રહ્યું પણ ઉલટુ પાપ બાંધવાનું બતાવ્યું.

અરે ધર્માસ્તીક બંધુઓ કળીયુગના સ્વારથી ગુરૂઓએ તમોને સામજાવીને એક ખુણામાં ખેશી ઘાલેલા છે.

તેથી તમે હરી વિમુખ થયા છો, થાવ છો, ને થશો. કેમકે દ્રષ્ટાન્ત એક પુરૂષને બે સ્ત્રીઓ હતી. તે પુરૂષ સમ દ્રષ્ટીવાળો અને ન્યાયી હતો. તેથી તે બેઉ સ્ત્રીને પોતાના બેઉ ચરણો ચરણ ચંપીની શેવા કરવા સોપેલા. તેમાં જમણો ચર્ણ જુનીને સોપેલો ને ડાબો ચર્ણ નવીને સોપેલો, એવામાં એક દીવશ નવી સ્ત્રી કાંઇ કામ પ્રસંગે પોતાને પીયેર એટલે બાપને ઘેર ગઇ. તે દીવશે રાત્રીએ બે સ્ત્રીના પતીએ પોતાની પથારીમાં નીંદ્રા લેવા સુઇ ગયો, તે વખતે તેની જુની સ્ત્રી પોતાને જમણો ચર્ણ શેવા કરવા સ્વામીએ સોંપેલો તે

ચરણ પોતાના ખોળામાં લેઇ ચાંપવા લાગી. તે ચાંપતા ચાંપતાં પોતાની શોકને સોંપેલો ડાબો ચરણ ખાલી જોઇ એવો વિચાર આવ્યો કે આ ડાબો પગ લેઇ માહારી શોક માહારા સામી છાતી કાઢી બેસે છે. તેથી નીત્યાન માહારૂ ખાધુ પીધુ બધું બળી જાય છે. પણ આજ ઇશ્વર કૃપાએ ને મહારા નશીબે તેને સોંપેલો ચરણ સુનો મુકી તે તેને પીએર ગઇ છે. તેથી આવો લાગ ફરીને કોઇવાર મળવાનો નથી. એમ વિચાર કરીને તે જુની સ્ત્રી પોતાના ભાગમાં આવેલો સ્વામીનો ચરણ પોતાના ખોળામાંથી પથારીમાં મુકીને ઉભી થઇ. અને એક ખીંટીએ બાંધી મુકેલી તરવાર લેઇ ઉઘાડી કરી. એટલે તેના સ્વામીએ તેને પુછયું કે અરે સ્ત્રી તેં તરવાર લેઇને કેમ ઉઘેડી ? એટલે તે જુની સ્ત્રીએ કહ્યું અરે સ્વામીજી આ વાતમાં તમારે બોલવાની જરૂર નથી. કેમકે માહારી શોક માહારા સામી છાતી કાઢીને તેના ભાગમાં આવેલો ચરણ ચાંપવા બેસે છે. તે માહારાથી દેખ્યા ખમાતું નથી. માટે આજ મને માહારા નશીબે એવો લાગ આવ્યો છે કે તેના વાળો ચરણ સુનો પડયો છે. તેથી તે ચરણ અત્યારે લાગ આવવાથી કાપી નાંખવો છે. કેમકે તે હોય ત્યારે મને કાપવા દે નહીં.

એવાં સ્ત્રીનાં વચન સાંભળી સ્ત્રી પાસેથી તરવાર છીનવી લેઇને કહ્યું કે હે કમારજા જે ચરણ કાપવાને તેં તઇઆરી કરી એ તે ચરણ માહારો કે તાહારી શોકનો ? સ્ત્રી બોલી તમારો તો ખરો પણ તમે તો તેને સોંપી દીધો હતો; તેથી તે તેનો.

પુરૂશે કહ્યું અરે શંખણી સ્ત્રી, આ ડાબો ચરણ જમણો ચરણ આ માહારો ડાબો હાથ જમણો હાથ નાક કાન મુસ્તક અંગ એ સર્વ મળીને આખો એક હું છું. તેનાથી મેં માહારૂ મુસ્તક કોઇ વખત તને સ્ત્રીને ચાંપવા સોંપ્યું હોય તો તે પણ તું કાપી નાંખે કેમકે તું અજાન છે. માટે તું માહારા કામની નહી. એમ કહી તેને કાઢી મુકી, એટલે પતીએ પોતાના વિમુખ કરી, સીધાન્ત—એ પ્રમાણે જે જીવ બ્રહ્મા વિષ્ણું શીવ શક્તીમાં ભેદ ભાવ રાખે છે. તેને ઇશ્વરો પોતાથી વિમુખ કરે છે. અને તે જીવ વૈશમ્ય દોશનો ભોગતા થાય છે. માટે ઉપર કહેલા ચારે ઇશ્વરોમાં અભેદ બુદ્ધી રાખી સર્વને સમાન્ય માનવા ને સમાન્ય જાણવો. જો તેમ નહી જાણીયે ને નહી માનીએ તો જરૂર નર્કના અધીકારી થવાશે. કેમકે ત્રીગુણી આદ્યશક્તી જે માયા અને માયાના જે ત્રણ ગુણ તે ત્રણ ગુણના ત્રણ દેવ. જે બ્રહ્મા વિષ્ણુ ને શીવ તે ચારે મળીને એક સ્વરૂપ છે. છતાં તેમાં ભેદા ભેદ માનવો તેજ માહા પાપ છે.

જુઓ માયાની જે આપણી કાયા અને તેમાં રજો સત્વ ને તમો એ ત્રણે ગુણ તથા શક્તી આપણામાં રહેલી છે. તેથી ભેદ બુદ્ધી રાખનારને કહીએ છીએ કે પોતામાંથી બે ગુણ કાઢી નાંખીને એક ગુણ રાખી જુઓ ત્યારે તો તમે ખરા. નહીં તો ફક્ત ઇશ્વરોના દ્રોહી થવા ઇશ્વરોમાંજ ભેદ રાખો છો તેથી પાપના અધીકારી થાઓ છો.

સંવત ૧૯૭૫ ના પોસ સુદી પુર્ણીમા.

---

## ચેતવણી ૯ મી.

ગયા માસની આઠમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે ચાર ઇશ્વરોમાં ભેદ બુદ્ધિ રાખો છો તેથી પાપના અધીકારી થાઓ છો.

આ ઉપરના વિશયથી એમ કહેવાનું કે કોઇએ ભેદ બુદ્ધિ રાખવી નહી. આ ઉપરથી ઘણાક એમ કહે છે કે અમે ભેદ બુદ્ધિ રાખતા નથી અમે તો **सर्वदेवं नमस्कारं.** એટલે સર્વ દેવને નમસ્કાર કરીએ છીએ ને સર્વ સરખાજ માનીએ છીએ.

જુઓ ભાઇઓ જીવ કેવું અસત્ય બોલે છે જુઓ કે ટીલક એક ઇશ્વરનું કરે છે. જો સર્વને સરખા માનતો હોય તો સર્વ ઇશ્વરોનાં સર્વ પ્રકારના ટીલક અને સર્વ પ્રકારની કંઠી ધારણ કરવી જોઇએ. નાના એક ઇશ્વરની કંઠી ધારણ કરે છે ને એક ઇશ્વરનું ટીલક કરે છે. તે ઉપરથીજ જણાય છે કે એક ઇશ્વરને માને છે ને મોઢેથી એમ કહે છે કે અમેતો સર્વને સરખાજ માનીએ છીએ. સમ વિસમ કે ન્યુનાધીક માનતા નથી અરે જુઓ એ પ્રત્યક્ષ પ્રમાણથી દેખાય છે, કે માને છે એકને અને કહે છે કે સર્વને સરખા માનીએ છીએ. આટલું બધું ઇશ્વરી ધર્મની વાતમાજ જુઠુ બોલે છે. એ જીવનું કીયે કાળે કલ્યાણ સંભવે ? નજ સંભવે.

અરે મનુષ્ય ભાઇઓ ધર્મ ચરચામાં જુઠું ન બોલો. ઇશ્વરોમા સમવિશન ભાવનો દોશ લ્યો છો. તેના ઉપરાન્ત જુઠુ બોલ્યાનો વિશેશ દોશ લ્યો છો.

અરે મનુષ્ય ભાઇઓ આપણને અવળે રસ્તે કળીયુગના ધર્માચારે એ ચઢાવ્યા છે. કેમકે આચાર્યોને જુદી જુદી ધર્મની દુકાનો કાઢી રળી ખાવા આ દેવોનું બનાવી પોતાના માઇક સ્વાર્થ સુધાર્યો છે. પણ આપણને અજ્ઞાનરૂપી અંધારો આવેલો છે. તેથી ધર્માચાર્યોએ એકંગી ઇશ્વરોમાં ભેદ બુદ્ધિ કરાવી છે. ને પુરણ પાપમાં પછાડયા છે.

એકંગી ને એકસ્વરૂપી ઇશ્વરો છે તેનો ધર્મ પણ એકજ હોય પણ જુદી જુદી દુકાન કરવા એક ધર્મને ભાગી નાંખી જુદા જુદા ભાગ પાડી નાખ્યાં છે. તે વિશે દ્રષ્ટાન્ત

એક ગુરૂ નીત્યાન બે વિદ્યાર્થીઓને ભણાવે. તે ગુરૂ એક વખત તકીઆ ઉપર ઓઠીગણ દેઇ ગાદી ઉપર બે પગ ઉભા રાખી પડ્યા પડ્યા બે વિદ્યાર્થિને ભણાવે છે, તે સમે બેઉ ભણતા જાય છે. ને ગુરૂના ડાબા જમણી બે ચરણ ચાંપતા જાય છે. એવામા ડાબા પગવાળો વિદ્યાર્થિ, લઘુશંકા કરવા ગયો. તેવામાં ગુરૂને જરા નીદ્રા આવી ગઇ; તેથી ગુરૂનો ડાબો પગ પોતાના જમણા પગ ઉપર પડ્યો. તે જોઇ જમણા પગવાળા વિદ્યાર્થિને ક્રોધ ચઢયો, કે જે પગ હું ચાંપુ છું તે માહારાવાળા પગપર એ ડાબો પગ કેમ પડ્યો. એમ કહી એક ડંડો પડેલો તે લેઇ ગુરૂના ડાબા પગપર માર્યો. તેથી ગુરૂ બુમ પાડીને તે જાગી ઉઠયા. તેથી ડંડો મારનાર વિદ્યાર્થિ ગભરાઇને નાશી ગયા એટલામાં ડાબા પગવાળો વિદ્યાર્થિ ગુરૂ પાસે આવ્યો, ને ગુરૂને પુછ્યું કે હે કૃપાનીધી, શું થયું ? ત્યારે ગુરૂએ કહ્યું કે જો આ જમણા પગવાળો વિદ્યાર્થિ તારવાળા ડાબા પગને ડંડો મારી નાશી ગયો. તે સાંભળી ડાબા પગવાળાને ઘુસ્સો ચડયો તે તેણે બીજો ડંડો લેતાક કે ગુરૂના જમણા પગ ઉપર લગાવી દીધો. એટલે ગુરૂએ બમણી બુમ પાડી, તે બુમ સાંભળી ઘણા માણસો ભરાઇ ગયા ને ગુરૂ મહારાજને પુછવા લાગ્યા કે શું છે ? ત્યારે ગુરૂએ કહ્યું આ માહારા બે વિદ્યાર્થિઓએ મહારા પગ ભાગી નાંખ્યા. તે સાંભળી લોકો બેઉ વિદ્યાર્થિઓને પકડી લાવ્યા ને પુછ્યું કે કેમ તમે બેઉ જણે ગુરૂના બે પગ ભાગ્યા. એટલે જમણા પગવાળે એમ કહ્યું કે મહારાવાળા જમણા પગ ઉપર આ વિદ્યાર્થીવાળો ડાબો પગ પડ્યો માહારાવાળા જમણા પગને વગાડયું, માટે મેં ડાબા પગને ડંડો મારી સીક્ષા કરી

એટલે ડાબા પગવાળો કહે મહારાવાળા પગને જમણા પગવાળાએ ડંડો મારી પગ ભાગી નાંખ્યો તેથી મેં એનાવાળા પગને ડંડો મારી ભાગી નાંખ્યો. એ રીતે એક વિદ્યાર્થિની વાત સાંભળી સર્વેને હસવું આવ્યું.

સીદ્ધાન્ત. એ રીતે ધર્મના ભેદો પાડવાથી ધર્મના પગ ભાગી ધર્મના કટકા કર્યા છે. પણ બેઉ પગ એક પુરૂષના છે. છતાં એક બીજાના ધર્મનું ખન્ડન કરી નીંદા કરવા લાગ્યા છો એજ મોહા પાપ છે. માટે શમ વિશમ ભાવ મુકી દો.

આપણું ને આ જગતનું ભલું તાકો તો મનુષ્ય દેહ ધર્યો પ્રમાણ છે. તેમ પોતપોતાનો વરણાશ્રમ ધર્મ જાળવવો તે મનુષ્યનું કર્મ છે. જો વરણાશ્રમ નહી સાચવીયે તો આપણામાં ને પશુમાં કાંઇ પણ ફેર સમજવો નહી. કેમકે કુતરૂ ગધેડું ગાય કાગડા એક ચાટમાં ભેગું ખાય છે. અથવા એક બીજાનું ખોટેલું ખાય છે તેથી તે પશુમાં ગણાય છે. જુઓ કુતરા ગધેડા ગાય વીગેરેની વરણો જુદી છે. છતાં ભેગું ખાય છે તેથીજ તે પશુ કહેવાય છે. માટે વરણાશ્રમનો ધર્મ સારી રીતે સાચવો ને સારી રીતે પાળો.

સંવત ૧૯૭૫ ના માહા સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૧૦ મી.

ગયા માસની નવમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે, સર્વ મનુષ્યજાતી પોતાના વરણાશ્રમનો ધર્મ સાચવશો એટલે પાળશો—તોજ મનુશમાં ગણાશો.

જો વિવેક વડે વિચાર્યા વિના મનુષદેહના વરણાશ્રમનો ધર્મ છોડી દેશો તો વરણસંકર કહેવાશો.

તેમ મનુષ્ય દેહના રીત રીવાજ છોડી દેઇ પશુના રીત રીવાજે અનુસરશો તો પશુમાંજ ગણાશો.

પશુ કહે છે અરે મનુશ ભાઇઓ અમારૂં નામ તમે પશુ પાડયું છે તેથી તમો ઇશ્વરના અપરાધી છે; કેમકે તમને ઇશ્વરે બનાવ્યા છે તેમ અમને પણ ઇશ્વરેજ બનાવ્યા છે તમારો પંચભુતનો દેહ છે. તેવો અમારો પંચભુતનો દેહ છે. તમારામા ક્ષુધા પીપાશા દસ્ત લઘુશંકા મુકી છે તેવી અમારામા મુકી છે. તમારામા આળસ ભય મૈથુન નીદ્રા વિગેરે મુક્યા છે તેવાંજ અમારામાં મુક્યાં છે એ રીતે સર્વ કાર્યના રીતરીવાજ એકજ છે. છતાં અમને પશુ કેમ કહો છો.

મનુષ્ય કે' છે અરે પશુઓ તમારા રીત રીવાજ અનિતી અવિવેકના ને નિર્લજ્જપણાંના છે તેથીજ તમો પશુમાં ગણાયા'છો નહીતો કેટલાક પશુ મનુષમાં ગણવા લાયક છે જેવાં કે માંકડાં તથા કરમાલ વીગેરે વીગેરે ઘણાં પશુઓ બે ચરણે ચાલનારાં છે તેમ આગલા ચરણે હાથનું કામ કરનારાં છે છતાં પશુમાં ગણાવાનું ખરૂ કારણ રીત રીવાજથી થયું છે તમારામાં મા, બહેન, દીકરી કે સ્ત્રીનો વિવેક વિચાર નથી. તેજ મોહોટી અનિતી છે.

"તમો એક બીજાનું ખાધેલું ખાઓ છો તેમ એક ચાટમાં ભેગાં ખાઓ છો. તમને વટલ્યાનો કે ન વટલ્યાનો વિવેક-વિચાર નથી, તેજ તમારો અવિવેક છે.

તમારામાં વરણાશ્રમ નથી તેથી તમે વરણસંકરમાં ગણાઓ છો તમારામાં રજસ્વળાની કે સુઆવડની આભડછેટ પાળતા નથી. તેથી તમે વર્ણસંકરમાં ગણાઓ છો તમારામાં લગ્ન વિધી

વિવાહવિધી વિના સ્ત્રીઓથી ગ્રસ્થાશ્રમ ભોગવો છો તેથીજ તમો પશુ છો તમો વસ્ત્ર વિના પોતાની એબ ઉઘાડી રાખો છો તેમ ઘણુનાં દેખતાં વ્યભીચાર કરો છો. તેજ તમારૂં નીર્લજપણું છે માટે તમો પશુ ગણાયા છો. તમારામાં મરણ ક્રીયા જે શ્રાદ્ધ સંવછરી તે કરતા નથી. તેમ સુતક વિગેરે ગણતા નથી ને માનતા નથી તેથીજ તમે પશુમાં ગણાએલા છો તમારામાં ધર્મકર્મનો છાંટોએ નથી તેથી તમો પશુમાં ગણાએલા છો, તમારામાં ન્યાત નહી જાત નહી વર્ણ નહી ને બધું ભેળહેળ ચલાવો છો તેથીજ તમો પશુમાં ગણાએલા છો તમારામાં ટાંણા નહી વર્ત વર્તુલા નહી અવસર નહિ એવા રીત રીવાજોથી પશુ જન્મ ને પ્રાપ્ત થયા છો ને પશુમાં ગણાયા છો.

વળી ગયે જન્મે એટલે ગયા મનુષદેહે ઉપર કહેલા મનુષના રીત રીવાજો નહી પાળેલા ને પશુના રીતરીવાજે વર્તેલા અને બીજાને પશુના રીતરીવાજે વર્તવાનાં ભાપણુ કરેલાં ને બહુજ બોલેલા તેથી તમને અવાચક અવતાર આપેલો છે. તેમ તમારી લક્ષણા પશુ પ્રમાણે વરતવાની રહેલી તેથીજ તમારો જન્મ પશુમાં ઇશ્વરે આપેલો છે. કેમકે જન્મથી જેની જેવી ક્રતી તેવી મર્ણ સમે મતી તેમ જેવી મરણ સમે મતી તેવીજ તેની ગતી.

તેથી વેદમાં એક શ્રુતી એમ કહે છે કે, **मरणेयामती सागती**

અરે મનુશભાઇઓ—મનુષના ઘણા કાળથી ચાલતા આવેલા રીતરીવાજોને જે મુકી દે છે ને પશુના રીવાજોને અનુસરવા ચાહ્ય છે. તે મનુપ છતાં પશુ ખરો કે નહી ?

જ્યારે પશુના રીત રીવાજોને અનુસરવા ચાહ્ય છે. ત્યારે તે મનુષ કેઇ રીતે ગણાશે. રજસ્વળા સુઆવડ વિગેરેની આભડછેટ નહી પાળનારા પશુના રીવાજે વર્તે તે મનુશ છતાં પશુ તુલ્ય કેમ ન ગણાય ?

પશુઓમાં વરર્ણાશ્રમ પળાતો નથી, એટલે સર્વે પશું એક ચાટમાં ભેગા ખાય છે તેમ એક બીજાનું ખાધેલું ખાય છે. તેમાં વટાળ ગણતાં નથી. તે રીતે મનુપ વર્તે તો તે પશુ તુલ્ય ખરા કે નહી.

પશુઓમાં લગ્ન વિધી વીગેરે ક્રીઆઓ થતી નથી તેવી રીતે મનુશમાં થાય નહીતો તેને મનુપમાં કેઇ રીતે ગણુવો ?

પશુઓમાં મર્ણક્રીયા શ્રાધ સંવછરી વિગેરે થતાં નથી તેવી રીતે મનુપમાં થાય નહીતો પશુની રીત રીવાજે અનુસર્યો તે મનુપને કીગે પ્રકારે મનુષ કહેવો ?

પશુઓમાં ધર્મ ધ્યાન અને ઇશ્વરી જ્ઞાન નથી. તેવી રીતે મનુપમાં હોય નહીતો પશુમાં ને મનુશમા ફેર શું રહ્યો ? કે તેને મનુષ ગણુવો ?

જુઓ મનુષભાઇઓ વર્ણાશ્રમની રીત પ્રમાણે વટલાવાનો ભય રાખી અન્યવર્ણ એટલે આપણાથી ઉતરતી વર્ણના ભેગુ ખવાનું નથી અને અન્ય વર્ણનું બાંધેલું ખાતો નથી તેથી તથા રજસ્વળા સુઆવડ તથા મર્ણની આભડછેટ તથા લગ્ન ક્રીયા તથા મર્ણ ક્રીયા ટાણાં ટચકાં વર્ત વર્તુલાં નાહાવા–ધોવાં ખાવાં ખવરાવવાં વિગેરેના વ્યવહારો ચલાવવાથીજ મનુપ વર્ગ ગણાયા છીએ.

જો આ રીતના રીત રીવાજે આપણામાં ન કર્યાં હોત ને પશુની પેઠે નગ્ન ફરતા ફર્યાં હોત, તો પશુ અને આપણ મનુશ એક એકજ દામીના સરખાજ ગણાત.

વિચાર કરો, ઉપર કહેલા રીતરીવાજો પ્રમાણે ચાલવાથીજ મનુશ છીએ. માટે મનુષ દેહે વર્ણાશ્રમના રીતરીવાજોને અનુસરતા ચાલશો તોજ મનુષ ગણાશો.

પશુની માફક વટલાવાનો અભડાવાનો ભય નહી રાખીએ ને લગ્નક્રીયાનો મર્ણક્રીયાનો તથા સ્ત્રીમાં નેં મા બેહેનમાં ભેદ નહી રાખીએ તો મનુષમાં ગણાઇશું નહી.

માટે મનુષના રીત રીવાજો પ્રમાણે ચાલવું તેજ મનુષનું કર્તવ્ય છે. સંવત ૧૯૭૫ ના ફાગણ સુદી પુર્ણીમા.

---

## ચેતવણી ૧૧ મી.

ગયા માસની દસમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે મનુષનાને પશુના રીત રીવાજો જુદા છે તે રીવાજો ઉપરથીજ પશુ અને મનુષ જુદાં ગણાય છે. તેમ પશુમાં ઇશ્વર સંબંધી ધર્મ નહી ને ધ્યાન નહી, તેવી રીતે જે મનુષમાં ઇશ્વર સબંધી ધર્મ ધ્યાન નથી તે પશુજ છે. માટે હે મનુષભાઇઓ ઇશ્વર સંબંધી જ્ઞાન મેળવો ને ધ્યાન ધરો તોજ મનુષછો.

જો તેમ નહી કરતા હોય તેને અમેતો બે પગનો પશુ માનીએ છીએ.

ભલે કોઇ રાજા બનીને બેસો, અમલદાર થઇને ફરો, ગ્રહસ્થ થઇને ઘોડા ગાડીઓ દોડાવો, પણ જેનામાં જ્ઞાન ધ્યાન દાન દયા અને દીનતા નથી તે કેવળ પશુ છે.

૧ જ્ઞાન એટલે આ ભૌતીક શરીરમાં રહ્યો થકો કર્ણદ્વારાએ સાંભળીને સમજુછું. તેમ નેત્રદ્વારાએ જોઇને સારૂ ખોટું વિગેરે પદાર્થોને સમજાુંછું. તેમ, જીભ્યાવડે ખાટુ ખારૂ તીખું મોળુ કડવું તુરૂ વિગેરે સમજુછું. તેમ સ્પર્શથી સુંવાળું બરછટ વિગેરેને સમજુછું. તેમ નાશીકા વડે સારી નરતી વાસનાને સમજુછું. તે હું સમજનાર શી વસ્તુ છું? શરીરમાં હાડકાં છે તે હું કે માંસ છે તે હું કે રૂધીર છે તે હું કે ચામડી છે તે હું એટલે હું તે શી વસ્તુ છું.

જે હું સમજ વસ્તું છું તેને જગત જીવ કહે છે, કોઇ આત્મા કહે છે તે શી વસ્તુ હોઇશ. તેમ તેને હાથ પગ નાક કાન હશે કે કાંઇ ગોળ મટોળ હશે કે લંબગોળ હશે કે ચોરસ હશે કે કેવો હઇશ હુંતે લાલ હઇશ. લીલો હઇશ. પીળો હઇશ, કાળો હઇશ કે ધોળો હઇશ. કેવા રંગનો હઇશ.

હુંતે વેંતનો હઇશ કે હાથનો હઇશ કે ગજનો હઇશ કે એથી પણ મોટો હઇશ. હુંતે માથામાં હઇશ, કે ગળામાં હઇશ, કે છાતીમાં હઇશ, કે પેટમાં હઇશ કે કેહેડમાં હઇશ,

હું આ શરીરને વિશે કઇ જગાએ હઇશ.

એ રીતે જેને પોતાનુંજ જ્ઞાન ભાન નથી, તેને ઇશ્વરનું કે પરમેશ્વરનું ને વર્ણાશ્રમનું જ્ઞાન ભાન ક્યાંથીજ હોય ?

આ ઉપર કહેલું પોતાના અપરોક્ષ આત્માનુંજ જેને જ્ઞાન ભાન નથી. તેને પરોક્ષ પરમાત્માનું જ્ઞાન ભાન ક્યાંથીજ હોય ?

જેને આત્માનું ને પરમાત્માનું જ્ઞાન ભાન નથી. ને ફક્ત કાયા માયા ને જાયાનુંજ જ્ઞાન ભાન છે તે કેવળ પશુજ છે. કેમકે કાયા ને જાયાનુ જ્ઞાન ભાનતો પશુ પક્ષીને પણ છે.

૨ ધ્યાન એટલે આત્મા પરમાત્માનું જ્ઞાન મેળવ્યા પછી રાત દીતસ તેમાંને તેમાં લક્ષ રહે અને તેજ અતી પ્રીય હોય, જેનું નામ પ્રેમ લક્ષણુ ભક્તી કહેવાય છે. તેવું પ્રેમ લક્ષણા ધ્યાન હોય તેજ મનુષ છે, નહીતો એ પગનો પશુજ છે.

૩ દાન એટલે કોઇ પણ જીવાત્માનું પોષણુ કરવું, તેમ કોઇ પણ જીવાત્મા દુ:ખી થતો હોય તેની શેવા બરદાસ ને ચાકરી કરવી. તેમ કોઇ પણ જીવને જ્ઞાન આપી ધ્યાન ધરાવી લક્ષ ચોરાશીથી એટલે જન્મ મરણથી બચાવી અચળ અખંડ પદની પ્રાપ્તી કરાવવી. તેવું દાન જે કરી જાણતો નથી તે પણ કેવળ પશુજ છે.

૪ દયા એટલે કોઇપણ જીવનું દુખ દેખીને મનમાં અરેરાર થાય અને મનમાં ત્રાસ લાગે તેનું નામ મનુષ છે. નહીતો એ પગનો પશુજ છે.

કેટલાક નીરદય, સારા હોદ્દાવાળા તથા અમલદારો કે રાજાઓ અથવા ચોર લુટારા અને ધુતારાઓ પોતાને ગ્રહસ્થ થવા બીજા જીવાત્માઓનું દ્રવ્ય ચોરે લુટે ધુતે. તેમ રાજા થઇને હોદ્દાર થઇને તેમ અમલદાર થઇને, ગીતા કે વેદ વાંચો, પણ લે લાંચો "લાંચ લૈ પૈસા સાંચો, તેને ઘણી આવશે ધાંચો, ચોરાશીના મંદવાડનો માંચો, ઘણી આવશે આંચો માટે સમજીને એવાં કર્મ ન કરતાં સર્વ ઉપર દયા રાખો. તોજ મનુષ છો નહીતો એ પગના પશુજ છો.

૫ દીનતા એટલે કોઇ જીવાત્મા દ્રવ્યથી શરીરથી બુદ્ધીથી ગરીબ હોય અને તે આપણુને ગ્રહસ્થ અથવા અમલદાર જાણીને સલામ કરેછે પગે લાગે છે તેના સામું મીઠી નજરે જોવું હસતે મોઢે બોલવું તેનું નામ દીનતા છે. એવી દીનતા રાખે છે, તેજ મનુષ છે. બાકીના એ પગના પશુજ છે.

ઉપર પ્રમાણે ૩—૪—૫ મા પેરેગ્રાફ પ્રમાણે કરે છે તેનું નામ શુભ કરણી છે. અને પેહેલા બીજા પેરેગ્રાફ પ્રમાણે કરે છે તેનું નામ પાર ઉતરણી છે.

માટે હે મનુષ ભાઇઓ જો મનુષનો અવતાર ધારણ કર્યો હોયતો ત્રણ કરણીયો ને બે પાર ઉતરણીઓ અંગીકાર કરો. નહીતો લક્ષ ચોરાશીમાં ફરો. તેમ વારમવાર જન્મો ને મરો.

પ્રથમ બે પાર ઉતરણીઓને સમજશો તોજ તમારામાં ત્રણ કરણીઓ આવશે.

પેહેલી બે પાર ઉતરણીમાંની એક પાર ઉતરણી જે જ્ઞાન તે પેહેલું સીદ્ધ કરશો એટલે બીજી પાર ઉતરણી જે ધ્યાન તે પ્રાપ્ત થશે. તે પછી ત્રણ કરણીઓ આપો આપ આવશે સંવત ૧૯૭૫ ના ચઇત્ર સુદી પુર્ણીમા

---

## ચેતવણી ૧૨ મી.

ગયા માસની અગીયારમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે સર્વથી પ્રથમ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. જ્ઞાન હોય તોજ કર્મ કરાય છે. કેવિ રીતે કર્મ કરવા તેનું પણ જ્ઞાન હોવું જોઇએ. કેવી રીતે ઉપાસના કરવી તેનું પણ જ્ઞાન હોવું જોઇએ.

આ સંસારીક વાતમાં પણ પ્રથમ સમજણ એટલે જ્ઞાન હોવું જોઇએ. માટે લોકીકમાં અથવા અલોકીકમાં પ્રથમ જ્ઞાનની જરૂર છે. માટે દરેક બાબતનું પ્રથમ જ્ઞાન લેવું. એટલે સમજણ લેવી. સમજ્યા વીનાનું બોલવું ચાલવું. વાતચીત કરવી તે પોપટીયા વાણી જાણવી

માટે દરેક બાબતની પેહેલી સમજણુ લેઇને પછી જે કાર્ય કરવું હોય તે કરવું. તો તે કાર્ય સળવું થાય. નહી તો સમજ્યા વીનાનું અવળુજ થાય.

ઘણાક અજ્ઞાની જીવો એમ કહે છે કે પ્રથમ કર્મ ઉપાસનાને પછી જ્ઞાન. એવું કેહેનાર વિચાર કર્યા વિના વાણી બોલે છે. જુઓ પ્રથમ કર્મ કરવું. તે પણુ સમજ્યા વિના કર્મ થઈ શકતું નથી. કર્મમાં પણુ પેહેલું સમજવું પડે છે કે પેહેલું શું કરવું તે પછી શું કરવું ? એમ તેમાં પણુ પેહેલું સમજવું પડે છે. સમજવું તેનુજ નામ જ્ઞાન છે. માટે પ્રથમ તો દરેક બાબતમાં જ્ઞાન જોઇએ છીએજ.

કાં લોકીક કે. કા અલોકીક તેમાં પ્રથમ જ્ઞાનની જરૂર છે. માટે પ્રથમ સારાને સમજુ પુરૂશને સંગ કરીને જ્ઞાન મેળવો.

જુઓ વસ્ત્રો પેહેરવાં તે કેવી રીતે પેહેરવાં તેમાં પણુ પેહેલું જ્ઞાન મેળવવું પડે છે. રસોઇ કરવી તેમાં પેહેલો અગની સળગાવવો કે પેહેલુ ચુલાપર આધણુ મુકવું. તે પણુ સમજવું પડે છે. એ રીતે દરેક બાબતમાં સમજણુ એટલે જ્ઞાન મેળવવું પડે છે.

જુઓ ઉપર કહેલાં અપરોક્ષનું જ્ઞાન મેળવવું પડે છે. તો પરોક્ષ વસ્તુનું જ્ઞાન મેળવ્યા વિના કેમ કાર્ય સીધ થાય ? નજ થાય. માટે પ્રથમ અલૌકીક જ્ઞાન મેળવો.

અલોકીક બાબતમાં પ્રથમ શું સમજવાનું છે તે સાભળો

૧ કોઇપણુ આ વિશ્વનો નીયંતા હોવો જોઇએ. જો કોઇ નીયંતા ન હોય તો વાદળા વિજળી વ્રષ્ટી શ્રષ્ટી સમષ્ટી ને મેઘ ગરજના માપ પ્રમાણે થાય છે તે થાય નહી. તેમ સુર્ય ચંદ્ર તારા રંગ બે રંગ મસ વિગેરે દેખાવ નીયમસર થાય છે તે થાય નહી તેમજ પ્રથ્વી પવન પાણી હદ પ્રમાણે રેહે છે તે રહે નહી. માટે આ સૃષ્ટિનો કોઇપણુ નીયંતા હોવો જોઇએ.

તેમ નિયંતા છે એવું ઝીણી બુદ્ધીએ વિચારતાં સીદ્ધ થાય છે.

તે નિયંતાને કોઇ ઇશ્વિર નામે કોઇ પરમેશ્વર નામે કોઇ ખુદા નામે કોઇ ઇશ નામે કોઈ બ્રહ્મ નામે કોઇ કરતા નામે માને છે ને જાણે છે મતલબ કોઈ નિયંતા છે એમ આ વિશ્વમાં નવાણુ ટકાની માન્યતા છેછેને છે.

પણુ તે કેવા છે ક્યાં છે કેવડા છે તે વાત વિજ્ઞાની એટલે અનુભવિયોજ જાણે છે. તે પણુ હજારોમાં એકજ જાણુનાર હશે બારીકીથી જોતાં તો લાખોમાં એક હશે તેથી નવાણુ હજારને નવાણુના ટોળામાં એકનું કહ્યું માન્ય થતું નથી. તેથી આ જગત અલોકીકના જ્ઞાનમાં એટલે જાણુવામાં પુરણુ અજ્ઞાન રહી ગયું છે.

તેવા અજ્ઞાનને લીધે ધર્મના નામે ધુતારાઓને ઠીક ફાવટ આવી છે.

જુઓ કે આખુ ગામ હીજડાનું એટલે વ્યંઢળોનું હોય તેમાં ગુણકાનુ પોશણુ થતું નથી. તેમ અજ્ઞાનીઓના ઘણા ભાગમાં જ્ઞાનીનું જ્ઞાન પોસાતું નથી તેથી પરોપકારી જ્ઞાનીયો મનમાને મનમાં મુઝાઇને ચુપ રહે છે જેમ.

કુન્ડળીયો.

સરપે છછુન્દર ગ્રહ્યું, છોડે તો અંધ થાય;<br>
ગળવે ઘાંટી મ્હોતની, બે બાજુ દુભાય<br>
બે બાજુ દુભાય, થાય મુગાને સપનું;<br>
સમજીને પસ્તાય, નહી કેહેવાનાં ખપનું

તેમ જ્ઞાનીનું જ્ઞાન, દુઃખ અરપે ન અરપે;
કે' છે વલ્લભરામ, અહુ' છછુન્દર સરપે

અર્થ જેમ સર્પ છછુન્દરને પકડે છે તે પછી પસ્તાય છે. કેમકે જો સર્પ છછુન્દરને ગળી જાય તો સર્પનું મર્ણ થાય. અને પકડયા પછી મુકી દે તો સર્પ આંધળો થાય તે રીતે અનુભવી જ્ઞાનવાન પુરૂશો અનુભવ કરીને પછી પસ્તાય છે કેમકે તે જ્ઞાન બીજા જીવોના હીતાર્થ બીજાને ન કરે તો દોશ બેસ ને તે જ્ઞાનનું કથન કરે તો તે અજ્ઞાનીઓના માન્યામાં આવે નહી ને ઉલટા હાંશી કરે તેથી વિજ્ઞાની પુરૂશો પોતાના મનમાં હીઝરાય છે ને અજ્ઞાનીના ઘણાં ટોળામાં ચુપચાપ બેશી રહે છે ને એમ સમજે છે કે સોનાના પાત્ર વિના સીંહઅણનું દુધ બીજા પાત્રમાં ટકશે નહી ને વ્યર્થ જશે એમ સમજી ચુપ રહે છે. તેથી જગતના જીવો અલોકીક જ્ઞાનમાં અજ્ઞાન જેવા રહે છે. છતાં પરોપકાર સમજી હવે લખીશું તે વાંચીને વિચારજો અપુર્ણ સંવત ૧૯૭૫ ના વૈશાખસુદી પુર્ણીમા.

## ચેતવણી ૧૩ મી.

ગયા માસની બારમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે પરોપકાર સમજી હવે વિજ્ઞાન વિશય લખીશું માટે લખીએ છીએ તે વાચો ને વિચારો. તેમ જે મતલબ વાચવામાં આવે તે ન્યાયમાં નિતીમાં વિવેકમા ને વ્યવહારમાં સંભવિત છે કે નહિ. ને પોતાનો આત્મા કબુલ કરે છે કે નહી. એટલું જોજો. કેમકે આત્મા છે તે ન્યાઇ છે.

બારમી ચેતવણીમાં એમ લખી ગયા છીએ. કે જગતના નીયંતા છે, તે કેવા છે. કયાં છે. ને કેવડા છે. આ ત્રણ પ્રષ્ણો મુકયાં છે. હવે તેમાંથી પેહેલું પ્રષ્ણ વિશ્વના નિયંતા કેવા છે. તે પ્રષ્ણ મુકેલું છે. માટે તે પ્રષ્ણનો વિચાર કરવાનો છે.

કેવા છે એટલે તે નિરાકાર છે કે સાકાર છે ? ઉપરના પ્રષ્ણમાંથી આ પહેલું પ્રષ્ણ ઉઠે છે. આ પ્રષ્ણનો દશે દીશાનો વિચાર કરવા સારૂ શંકાઓ ઉભી થાય છે. એટલે સ્વાલો પુછવાના ઉભા થાય છે. તે જુઓ.

૧ જો પરમેશ્વરને સાકાર માનીશું તો વેદમાં વાંધા બતાવે છે. વેદ એમ કહે છે કે સાકાર વસ્તુની ઉત્પત્તિ હોવી જોઇએ. તેમ ઊતપન્ન થયા પછી તે હોવું જોઇએ. હુઆ પછી તે વૃદ્ધી પામવું જોઇએ. વૃદ્ધી પામવાથી તે યોબન વસ્થાએ થવું જોઇએ. જોબન પછી વૃદ્ધા અવસ્થા થવી જોઇએ. વૃદ્ધ થાય તો તે નાશ પામવું જોઇએ. જો નાશ પામે તો તે અવિનાશી કહેવાવા ન જોઇએ. છતાં વિશ્વના નિયંતાતો અવિનાશી કેહેવાય છે તેથી સાકાર સંભવતા નથી. કદી સાકાર સંભવે છે એમ માનીએ તો વેદ કહે છે તે વેદનું વચન ખોટું છે. એટલે જુઠુ છે, જો વેદના વચન જુઠાં માનીશું તો વેદ જુઠા બોલા છે. એમ સીદ્ધ થશે. જો એમ સીદ્ધ થશે તો વેદ ઉપર શ્રદ્ધા રખાશેજ નહિ.

૨ સાકાર માનીશું તો, વિચાર કરો આપણ સાકાર છીએ કે નીરાકાર ? આ પ્રષ્ણનો ઉત્તર એમજ આપવો પડશે કે આપણ તો સાકાર છીએ જો આપણ સાકાર છીએ ને નિયંતા પણ સાકાર છે. તો પછી તેમનામાં ને આપણામાં શું ફેર ? આપણ પંચભુતથી સાકાર છીએ તેવા તે પણ સાકાર છે તો, ભુતાતીત એવું નિયંતાનુ નામ છે તે ખોટું

પડશે. તેમ માયાતીત નામ છે નિરંજન નામ છે. ત્રીગુણાતીત નામ છે. તે સર્વ નામ જુદા છે એમ થશે ને એમ થશે તો વેદના વચનો જુઠાં છે એમ સીદ્ધ થશે. જો એમ સીદ્ધ થશે તો વેદ ઉપર શ્રદ્ધા રખાશેજ નહી

૩ જો તે ભાૈતીક આકારે સાકાર વિશ્વના નીયંતાને માનીશું તો તે આપણા ચર્મ ચક્ષુએ દેખાવા જોઇએ. કેમકે ભાૈતીક પદાર્થ માત્ર ભાૈતીક ચક્ષુ વડે દેખાય છેજ. માટે તે દેખાવાજ જોઇએ. છતાં દેખાતા નથી માટે તે અભાૈતીક સંભવે છે. જો અભાૈતીક માનીશું તો સાકાર કેહેવા, તે સંભવશે નહિ. સાકાર કેહેવા સંભવે નહી તો નિયંતાને નિરાકારજ કેહેવા પડશે.

હવે વિશ્વના નિયંતાને નિરાકાર માનીશું અથવા કહીશું તો તેમાં શંકાઓ ઉતપન થતી હોય તે શંકાએ કરવી પડશે. એટલે સ્વાલો કરવા પડશે. કેવા કે,

પરમેશ્વરતો છેજ એટલે આ વિશ્વના નિયંતા છે. એમ આપણી માન્યતા છે. એમ કહીએ છીએ ને માનીએ છીએ તો શું તમે અથવા કોઇ બીજાએ નજરે દીઠા હતા ? કે તમો છે એમ કહો છો પ્રતક્ષ પ્રમાણ વિના છે એમ કહેવાય નહિ. જો પ્રત્યક્ષ નજરે દેખવામાં આવ્યા હોય તો જે દીઠું તે નીરાકાર સંભવેજ નહી. નીરાકાર એટલે આકાર વીનાનું એટલે કોઇ પ્રકારનો આકારજ નહી, નહી ગોળ, નહીં લાંબુ, નહી લબગોળ, નહી ચોખડું, નહી ચપટુ, કે નહી કોઇ પ્રકારનું ત્યારે દીઠું શું ? અને દીઠું તો તે કેવું ? કદી કહેશો કે દીઠું નથી પણ જાણ્યું છે જો જાણ્યું છે તે જે જે જાણવામા આવે છે. તે પાંચ જ્ઞાન ઇન્દ્રી વડે જાણવામાં આવે છે. જો નજરે દીઠુ ન હોય તો શું જીભ્યા વડે ચાખ્યું. જો ચાખ્યું કેહેશો તો ચાખવાનો કોઇ પણ પદારથ હોવો જોઇએ. કદી કેહેશો કે ત્વચા સાથે સ્પર્શ થવાથી જાણ્યું. તો પણ પુછવાનું કે વાયુની પેઠે કાંઇ વસ્તુ છે. જો વસ્તું કેહેશો તો પણ અદર્શીક વસ્તું સીધ થશે. જો વસ્તુ સીદ્ધ માનીશું તો તે સાકાર ગણાશે. કદી કહેશો કે સાંભળવાથી જાણ્યું, જુઓ સાંભળવાથી જાણ્યુ એમ માનીશું તો શબ્દ વિના અથવા દ્વૈત એટલે બે વસ્તુ ભેગી થયા વિના અવાજ ભડાકો કે શબ્દ હોય નહી તેથી તે પણ સંવભતું નથી. કદી કહીશું કે સુધવાથી જાણ્યું. જો સુંઘવાથી જાણ્યુ માનીશું તો તે સંભવશે નહી કેમકે સુગંધી કે દુરગધી કોઇપણ પદારથ ગંધવાળુ હોય તોજ તેમાંથી ગંધ આવે. ત્યારે તેવા પ્રકારનું પદારથ એટલે વસ્તુ જો વસ્તુ કહીશું કે માનીશું તો તે નીરાકાર સંભવશેજ નહી.

આ બધી શંકાઓ જોતાં નિરાકાર સંભવે તેમ નથી. વળી વિશ્વના નિયંતા જેનાં નામો પરમેશ્વર વિગેરે આગળ કહી ગયા છીએ, તે પરમેશ્વરને વેદ શાસ્ત્ર પુરાણ તથા આખુ વિશ્વ એમ કેહે છે કે પરમેશ્વર તો એકજ છે. જુઓ હવે જે એક છે તે નિરાકાર કેમ કેહેવાય.

જે એકજ છે એમ કહીએ તે માપવાળી વસ્તુ હોય તેનેજ એક બે ત્રણ એમ ગણતરીમાં બોલી શકાય; જે અમાપી અને આકાર વિનાની જે નજરે દેખાય નહી. તેને એક છે એમ કેહેવાય નહી, માટે વિશ્વના નિયંતા નીરાકાર છે એમ મનાતુ નથી. કેમકે છે કહીએ છીએ તો તે નિરાવ્યવ હોય એટલે તેને હાથ નહી પગ નહી આંખ નાક કાન મોઢું માથું નહી. એમ માનીશું પણ કાંઇ છે એમતો કહેવુંજ પડશે. અને કાંઇ છે તો

ગમે તેવું પણ આકારી વસ્તુ અમાઇક પણુ હોવી જોઇએ. કદી માયા વિનાનું છે એમ કહેશો તો પણ માયવિનાનું પણ પદારથ એટલે વસ્તુ છે. તો તે નિરાકાર નહી ઠરે. અપુર્ણ. સંવત ૧૯૭૫ ના જેઠ સુદી પુર્ણિમાં.

## ચેતવણી ૧૪ મી.

ગયા માસની તેરમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે પરમેશ્વર નીરાકાર ઠરતા નથી. એ મતલબ આવી ગયો છે. તે વિષય પંદરમી ચેતવણીથી ચલાવાશું કેમકે આ અશાડી પુર્ણીમા તે ગુરૂ પુર્ણીમા છે. તેથી ગુરૂબ્રહ્મા ગુરૂવિષ્ણુ ગુરૂદેવ મહેશ્વર ગુરૂ સાક્ષાત પરબ્રહ્મ તસ્મૈશ્રી ગુરૂએ નમઃ એ જે ગુરૂ તેઓનું પ્રેમ પુર્વક ચદન પુષ્પ ધુપ દીપ નૈવેદ સહીત મનન પુજન કરી શ્રીફળ ફોફળ અર્પણ કરી તે ગુરૂઓ તથા જ્ઞાન દાતા આપની સાનીધ્ય છે. એવી ભાવનાથી અંતર દ્રષ્ટી વડે જોવું. મનોવની સ્થીર રાખવી અને બાહીર વ્રતી બંધ કરવી. એ રીતે તે દીવસે શાન્તી સંતોષ રાખીને આનંદમાં રહેવું.

બારે માસ વ્યવહારીક માંથાકુટછે છે ને છે. માટે ધાર્મિક જીવાત્માઓએ આવો આનંદ કોઇવાર નોહોતો ને આજજ સંપુર્ણ આનંદ છે. એવા હર્ષભેર ફક્ત ધાર્મિક દયાનમાં આનંદથી રહેવું.

એક કલાક લઘુમંત્રને બે કલાક માહામંત્ર કરવા, એટલું બેશી ન શકાયતો અડધો કલાક લઘુમંત્ર અને એક કલાક મહામંત્રના જાપ જપવા.

રાત્રીએ ધર્મ બંધુઓએ ભેગા થઇ હરી ચરચા, ને જ્ઞાન ચરચા, ચલાવવી. જગત ચરચા કાંઇ પણ કરવી નહી. કોઇ કરતું હોય તો તે સાંભળવી નહી. ને સંભળાયતો તેમાં ધ્યાન આપવું નહી.

ફક્ત હરી ચરચા ને હરી ભજન તેમ જ્ઞાન ચરચા ને જ્ઞાન ગાયન કે જ્ઞાન ગોષ્ટી ચલાવવી.

આખો દીવસને આખી રાત્રી નિસ્પાપી રેહેવું. માઇક વ્રતી જરા પણ રાખવી નહી. પોતાનું વ્યવહારીક કામકાજ ઉધોગ કરવો પણ તેનું ચૈતવન કરવું નહી. ફલાણું કામ આજતો નહી કરૂ પણ કાલે કરવું છે કર્યા વગર છુટકો નથી. પણ આજતો ગુરૂ પુર્ણિમા છે માટે આજ કરવું નથી ને કાલે સો કામ રહેવા દઇને અમુક કામ કરવુંજ પડશે. એવાને એવા વિચારો કરવા તેનુંજ નામ ચૈતવન છે. માટે તે ચૈંતવન મુકી દઈ જાણે નવો જન્મ ધારણ કર્યો હોય ને ઇશ્વિર ભક્તી માટેજ ફરી જન્મ લીધો હોય એવી મનોવત્તી સહવારે ઉઠીયે ત્યારથી રાખીનેજ આનંદમાં રેહેવું, ને અલોકીકમાં લક્ષ રાખીને આખો દીવસ બ્રહ્માનંદમાં ઉમંગી રહેવું.

ઉપર લખ્યા પ્રમાણે કોઇ કોઇ દીવસ અભ્યાસ કર્યો હશે તો દેહ મુક્ત થતી વખત તેવું કરી શકાશે. માટે મોક્ષમારગી ધર્મ બંધુઓએ ગુરૂ પુર્ણિમાને દીવસે બ્રહ્માનંદનો પરી પુર્ણ લાહાવો લેવો, એવી પ્રેરક ગુરૂની ને જ્ઞાન દાતાની આશીરવાદ સાથે આગના છે. માટે સારા ભક્તો ઉપર કહ્યા પ્રમાણે વરતશે. અને સલીલ ભક્ત હશે તેનાથી તેમ નહી વરતાય. તે વિશે કબીરજીએ એક સાખી કહી છે.

સાખી.

કામી તરે ક્રોધી તરે, લોભીકી ગતિ હોય;
સલીલ ભગત કમુ ન તરે, કહત કબીરા કોય.

હે ધર્મ બંધુએો જે શ્રધ્ધાહીન અને નાસ્તીક જનો છે તે સત્કર્મ નથી કરતા અને નથી માનતા તે ઘણી કેટલોક ગ્રહસ્થ થયો ને કે લુક લાગુ જીવો તેમ કેટલુક ભોગવ્યુ. છતા ભોગવ્યુ માનીએ તો પણ તેને કોણે સોના રૂપાના લાકડે બાળ્યો ? ના ના ગરીબને અને ગ્રહસ્થને બાળવાની જગો અને બાળવાના કાષ્ટ તો સરખાજ છે. તેમ ગરીબ અને ગ્રહસ્થ ઠાલે હાથે આવ્યા હતા તેવાજ ઠાલે હાથે જાય છે ને જશે.

અજ્ઞાનતાથી માયા મોહીત જીવો એવો વહેપાર લઇ બેઠા છે કે આખી ઉમ્મર રળી રળી ભેગુ કરી એકદમ તમામ મીલકત સ્થાવર યા જંગમ ખોઇ નાખી તદન નિરધન થઇ જાય છે. અને જ્યા જાય છે ત્યા ફરી મજુરી કરીને દીવસ કાઢે છે. તે પણ રીતે જાણે છે. છતા માયા એટલે ભોગ અજ્ઞાનીઓને ચઢી ગએલી છે. તેથી તરતક ભાન ભુલી ગયા છે. ને ભાન ભુલ્યા છે. તેથીજ તે જીવોને અજ્ઞાની કેહેવાય છે.

અજ્ઞાની જીવોનુ આ લોકમા ને પરલોકમા લૌકીકમા કે અલૌકીકમા ઠેકાણું પડતુ નથી; અને લક્ષ ચોરાશીના ભોગ ભોગવે છે.

---

## ચેતવણી ૧૫ મી.

ગયા માસની ચૌદમી ચેતવણીમા ભક્ત ભગત જનોને ધ્યાન ઉપાસનાને નિવર્તિનો વિશય કહ્યો હતો તેમા તેરમી ચેતવણીના અનુબંધ તોડી નાખ્યું હતુ ને હવે તેનો સાર જોડાણ કરીએ છીએ.

તેરમી ચેતવણીના છેલ્લા ભાગમા એમ કહ્યુ છે કે માયા વિનાનું પદારથ એટલે વસ્તુ છે જે વસ્તુ કહેશે તો તે નિરાકાર નથી જે. કંઇપણ આકાર નથી. તો કોઇ પ્રકારે તે નીરાકારનુ જાણ્યુ. જો કેહેશો કે અનુભવથી એટલે દેખાયા વિના શબ્દ થયા વિના સ્પર્શ થયા વિના તથા સુગંધી આવ્યા વિના રસનાને ચાખ્યા વિના કોઇ જ્ઞાનેંદ્રીથી અનુભવ કર્યો, કહી કેહેશો કે અંતઃકરણથી તોપણ વિચારો કે અંતઃકરણથી ઇંદ્રીયાદ્વારા એજ અનુભવ થાય છે. તે વિના અનુભવ થતોજ નથી છતા સુમત પકડીને ગપ્પા મારવા તે આ જગોએ નહી આજકાલ હાલ કળીયુગના પ્રવાહે કરીને તંબુરો એરંડો એક તારાવાળા ટાઢા પોહોરના ગપ્પા હાકે છે જેવાં કે ગપીદાસ એમ કેહે છે કે આ શરીરમા એકમાંને અગીયાર કમળ છે? એકવીસ બાહારીયો છે. કમળની એક એક પાખડી ઉપર સાત સાત ભાશાના અક્ષરો લખેલા છે એકવીસ દ્વારમા જુદા જુદા દેવોના દુતો ઉભેલા છે. કોઇ લીલા વસ્ત્રે કોઇ પીળા વસ્ત્રે કોઇ શ્વેત વસ્ત્રે કોઇ શામ વસ્ત્રે. આ વીગેરે ઘણા ઘણી ગપ્પો મારે એ તેણે જોયુ નથી દોકટર પાસે જઇ શરીર ચીરાવી તપાસ કરી નથી. પણ ગપ ઠોકે તો ભોળા માણસો એમ જાણે કે હો હો હો આ ભગત કેટલુ બધુ જાણે છે

આ રીતે હાલ કળીયુગમાં પોલમપોલ બહુજ ચાલ્યુ છે. પણ એવા ગપાં મારનારા કેવળ નર્કના અધિકારી થાય છે. તેમ સાભળીને સાચુ માનનારાનો મનુષ્યાવતાર ફોગટ ખોઇ નાખે છે. માટે ચેતવણી આપી ચેતાવીએ છીએ કે ચેતોને ચૈતન્ય કરો.

હાલ કળીયુગરૂપ કેટલાક ધર્માચાર્યો થઇ બેઠેલા તે તથા વિદ્વાનો મહાત્મા કે ભક્તો એમ કેહે છે કે આપણા શરીરમા આત્મા છે તેજ પરમાત્મા છે. બીજો છેજ નહી.

અરર આ વચન સાંભળીને અમને રૂંએ રૂંએ ત્રાસ પડે છે. રાજા કરણને ચત્રુભુજ ભગવાને દરસણ દેઇ વરદાન આપ્યું, તે લખાણું શું ખોટું ?

તામ્રધ્વજને, ધ્રૂજીને ચત્રુભુજ ભગવાને દર્શણ દીધાં તથા કેટલાકને વરદાનો આપ્યાં તે લખાણ શું ખોટું ?

પ્રહલાદજીના સ્થંભમાથી નરસીંહ સ્વરૂપે પ્રગટ થયા તે લખાણ શું ખોટું ?

વળી કેટલાક કેહે છે કે જીવ છે તેજ શીવ છે. ત્યારે જુઓ કે આગળ ઘણા પુરૂષોએ શીવનું તપ કર્યું તેથી શીવે પ્રત્યક્ષ દરશણ દીધા ને વરદાનો આપ્યાં તે શું લખાણ ખોટું ?

હાલ પણ ધર્મ કર્મ કરનારા શ્રદ્ધાળુઓને પ્રત્યક્ષ દરશણ થાય છે. તે અનુભવ. તેનેજ છે. જેને અનુભવ થયા છે તે અનુભવી નાસ્તીક અજ્ઞાનીઓને અનુભવી વાત કરે તો નાસ્તીક હઠીલા અજ્ઞાનના ભરેલા એમજ કહે કે લ્યો ત્યારે અમને અનુભવ કરાવો ? જવાબ; પ્રસુતાની પીડારે, વંજા તે શું જાણે. એતો, રામબાણ વાગ્યા હોય તે જાણે.

ઘુઅડ કહેશે સુર્ય ત્રણ કાળમા હોયજ નહી. તેવા ઘુઅડ જેવા નાસ્તીક અંધ ચક્ષુવાળા- ને સત્ય વસ્તુનો ભાવ કે આભાવ પડે નહી તેથી સર્વને એમજ કહે કે એ વાત ખોટી છે. માટે ધર્માસ્તીક બંધુઓને કહીએ છીએ કે પોતે પોતાનું મન દૃઢ રાખીને સત્ય વસ્તુના ધ્યાનમાં રચ્યા મચ્યા રહી સત્ય વસ્તુની પ્રાપ્તી કરો. તમો પૈસાદારને, ઇજ્જતદારને, અમલ દારને અલૌકીકમાં મોહોટા જાણશો નહી, લૌકીકમા ભલે મોહોટા દેખાય.

હાલ લૌકીકમા મોહોટા દેખાય છે. જે મોહોટા તેજ છોટા થશે. લૌકીકમાં ચડયો તેજ પડયો, એમ જરૂર જાણજો. નાસ્તીક અને અજ્ઞાની અનુભવ વીનાનાને ભગવાનની બઈરીની જરૂર છે; ભગવાનની છેજ નહી. ધીક્કાર છે એવા માયાના મછરાએલા ને નાશવાન વસ્તુની છતના છાકેલાને ઠીક છે આગળ એમની વાત છે. જરૂર ખબર લેવાશે.

સંવત ૧૯૭૫ ના શ્રાવણ માસની પુર્ણિમા.

---

## ચેતવણી ૧૬ મી.

ગયા માસની પંદરમી ચેતવણીના છેલ્લા ભાગમા એમ લખ્યું છે કે નાસ્તીક મનુષ્યોએ અસત્ય એટલે નાશવાન વસ્તુનો અનુભવ કર્યો છે. તેવોજ સદાસત્ય એવી જે અવિનાશી વસ્તુનો અનુભવ પુર્ણ કર્યો હોત તો સત્ય વસ્તુ સીદ્ધ થયા વિના રહેત નહી. પણ નાસ્તીક જનોને અનુભવ પુર્ણ કરવાનો તો કયા, પણ અનુભવ કરવાનો આરંભ કર્યો હોત તો પણ સીદ્ધ થવાનો સંભવ હોત. અનુભવ કરવાના સ્થળમા પેંસવું નથી ને વાતો કરવા બેસવું છે.

જન્મ ધારણ કરીને માયાનો અનુભવ કરવા પેઠો તો તે માયાને સીદ્ધ કરી બેઠો. જો માયા પ્રાપ્ત કરવા વિદ્યા હુન્નર યુક્તી વિગેરે સંસારની રીતમા પેઠો નહોત તો માયા પ્રાપ્ત થાત નહીં તેમ માયાતીત વસ્તુમાં અનુભવ કરવા પેઠો હોત તો માયાતીત વસ્તુ સીદ્ધ થાત થાત ને થાત તે વાતનો અનુભવ અનુભવિયોનેજ છે.

અનુભવ કરવા શ્રદ્ધા પુર્વક અનુભવીઓમા પેંઠો નથી તે એમ કહે છે કે કોણ

જોઇ આવ્યું છે. એવાં નાસ્તીક વચનો બોલી બીજા જીવોને નાસ્તીક કરે છે. એવા કર્મ ચાન્ડાળને માટેજ લક્ષચોરાશી ત્યાર છે.

જો બધા જીવો આસ્તીક થાય તો બધા જીવો અચળપદને પામી જાય તો પછી આ જગત ખાલી થઇ જાય. માટે આ જગતમાં રહેવા સારૂ એવા નાસ્તીકો શ્રદ્ધાહીન વાણી બોલે છે. તે વાણી ભગતજનોએ કદી અંગીકાર કરવી નહી. જે જે ભગ્તોએ સત્ય વસ્તુ જે અવિનાશી છે તેનો અનુભવ કર્યો છે ને કેટલાક હાલ કરે છે. તેને થયો છે ને થાય છે તે ભગ્તો હાલ હયાત અને પ્રત્યક્ષ છે. તેના દાખલા જોવા હોય તો પધારો.

પધારવું ન હોય તો ચુપ બેશી રહો. પણ બીજાને બગાડશો નહીં. જો બગાડશો તો નર્કના નીવાસી થશો.

ઘણાક અજ્ઞાનના ભરેલા ને છતમાં છકેલાનું કેહેવું એવું થાય છે કે કોણ જોઇ આવ્યું છે ને કોણે જોયું છે.

એવું બોલનારો ઘણી વખત એમ કહે છે કે જ્યા સુધી માહારા ખોળીયામાં જીવ છે ત્યાં સુધી કોઇનો કરેલો ગુણ હું ભુલવાનો નથી. આ શબ્દનો પોતેજ તોલ કરવો જોઇએ. કેવો કે કેહેનારે પોતાનો જીવ જોયો નથી છતા એમ કેહે છે કે માહારા ખોળીયામાં જીવ છે.

વાહ જીવ છે તે જોયો નથી ને જીવ છે એવું પોતે જાણે છે. તે સત્ય માને છે. તો જે જાણવા જેવી વસ્તુ જાણવામાજ આવે છે. જોવામાં આવતી નથી. તેથી જાણવા જેવી અમાઇક વસ્તુ શું ખોટી છે ? નાના ખરી છે. પણ મુર્ખ મનુષ પોતાનો સુમત પકડીને તથા પોતાની મહતા રાખવાને મોઢેથી માન્યા કેહેતો નથી. તેવા સુમતી જીવોને ધીક્કાર છે.

અરે ધર્મ બંધુઓ તોલ કરો. આ સંસારમા બે વસ્તુ છે; એક જોવા જેવી ને બીજી જાણવા જેવી.

જુઓ કે મરચું જોવામાં આવે છે પણ તેની તીખાશ જોવામા આવતી નથી. ને જાણવામા આવે છે. તેમજ કેરી જોવામાં આવે છે પણ તેની ખટાશ કે મીઠાશ કે મોળાશ જોવામાં આવતી નથી. પણ અનુભવ કરવાથી જાણવામા આવે છે તેમ અમાઇક વસ્તુ જોવામા આવે નહી, પણ જાણવામાં તો આવે આવે ને આવે પણ અનુભવ કરેતોજ.

અનુભવ કર્યા વિના કોણ જોઇ આવ્યું છે કે કોણે જોયું છે એમ કહે છે. તેથી કોઇ અનુભવી એમ કહે કે મેં જાણ્યું છે ને જોયું છે. તો પણ અજ્ઞાની તે વાત માનતા નથી. કદી કોઇ અનુભવી પ્રતીજ્ઞા કરીને કહે તો પણ અજ્ઞાની ને અભાગીયો તે માનતો નથી નથી ને નથી. કેમકે તેના માઇક ચક્ષુ છે. તેમ તેનો માઇક લક્ષ છે. તેથી તેના માનવામાં આવતું નથી.

પરમેશ્વર વસ્તુતાએ છે છે ને છે. તે નીરાકાર નથી તેમ સાકાર નથી.

પરમેશ્વર છે તે એકજ છે. એમતો ઘણા આસ્તીક જનોના જાણવામાં ને માનવામાં છે.

હવે જે એમ માને છે ને જાણે છે. તેણે વિચારવું જોઇએ કે પરમેશ્વર એકજ છે એમ કહીએ છીએ તો તે અમાઇક કાંઇક પણ વસ્તુ હોવી જોઇએ. ને વસ્તુ હોવી જોઇએ તો તેનો કોઇપણ પ્રકારનો આકાર હોવોજ જોઇએ. જો કોઇપણ પ્રકારનો આકાર છે. તો

તે શાનો આકાર છે ! એનો નિશ્ચે કરવો જોઇએ. અને નીશ્ચે કર્યા વિના યથાર્થ જ્ઞાન થયું કેહેવાય કે મનાય નહી. જેને યથાર્થ જ્ઞાન થયું નથી તેમ પુર્ણ રીતે જાણ્યું નથી તેમ અનુભવ્યું નથી તેથીજ તે નીરાકાર કહે છે.

ધણાક નિરંજન નીરાકાર કેહે છે. તેને એક આ પ્રશ્ન છે કે નિરંજન એટલે અંજન નહી તે શાનું અંજન નહી ? એવું પુછતાં તે એમજ કેહેશે કે માયાનું અંજન નહી. તેવોજ શબ્દ નીરાકારનો છે. તે વિચારવાનો છે.

સંવત ૧૯૭૫ ના ભાદરવાની સુકલપક્ષ પુર્ણિમાં.

---

## ચેતવણી ૧૭ મી.

ગયા માસની ૧૬ મી ચેતવણીના છેલ્લા ભાગમા એમ લખ્યું છે કે પરમેશ્વર નિરંજન નિરાકાર છે એમ ધણાક લોકો કહે છે. તેને માટે એવો પ્રશ્ન મુકયો છે કે નિરજંન એટલે કાંઇ અંજન નહી ! એવું પુછતા સામાવાળો એમ કહે છે કે માયાનું અંજન નહી. આ નિરંજન શબ્દ છે તેવોજ નીરાકાર શબ્દ નીરજંન શબ્દની જોડે જોડાએલો છે. તેથી તે શબ્દ ઉપર ધ્યાન રાખીને કહો ? નિરંજન એટલે માયાનું અંજન નહી તેમ નિરાકાર એટલે તેનો આકાર નહી ? આ ઠેકાણે એવોજ ઉત્તર સંભવે છે કે માયાનો આકાર નહી. નિરંજન શબ્દની ભાવના માયાનું અંજન નહી એવી દેખાય છે તો નિરાકાર શબ્દની ભાવના પણ તેવીજ હોવી જોઇએ. એ ભાવનામાં કાંઇજ ફેર દેખાતો નથી. છતાં અજ્ઞાનીઓ નિરાકાર શબ્દની ભાવના નહી સમજતાં પરમેશ્વરનો આકારજ નહી એવો ભાવ લેઇ જાય છે. ને એમ કહે છે કે પરમેશ્વરનો આકાર નથી. એતો નિરાકાર છે. એટલે આકાર વિનાના પરમેશ્વર છે. એવું સમજનારને કહીએ છીએ કે પરમેશ્વર છે એમતો માનો છો. ને આકાર નથી તો શું જોઇને અથવા શું જાણીને કહો છો કે પરમેશ્વર છે. આપણી પાંચ જ્ઞાનેદ્રીયો છે. તેમાની કેઈ જ્ઞાનેદ્રી વડે જાણવામાં આવ્યું તે કહો ? એક જ્ઞાનેદ્રી નેત્ર, તે વડે જોવામાં આવ્યું ? કે શું કર્ણેન્દ્રી વડે શબ્દ રૂપ સાભળવામા આવ્યું ? કે ઘ્રાણેન્દ્રી વડે શું સુંઘવામાં આવ્યું ? કે ચર્મેન્દ્રી વડે શું સ્પર્શવામાં આવ્યું ? કે જીવ્યાદ ઇન્દ્રી વડે શું ચાખવામાં આવ્યું ? કે, છે, એવો શબ્દ કહો છો ?

વળી આપણી જ્ઞાનેન્દ્રીવડે અનુભવવામા આવ્યું એમ કહેશો તે મનાશે નહી. કેમકે આપણા સ્થુળની જ્ઞાનેન્દ્રીયો કેવળ માઇક છે. તે માયા સાથે માયાતિતનો સ્પર્શ થયો સંભવતો નથી ને સંભવે છે કહીશું તો તે પરમેશ્વરને માયાતિત તથા નિરંજન કહ્યા તે કેહેવાત નહી.

પરમેશ્વરને સાકાર કહીએ તો તે પણ સંભવતું નથી. કેમકે ભૌતીક આકારે સાકાર માનીએ તો તે આપણા જેવાજ થયા.

આપણામાં ને તેમનામાં કાંઇ પણ તફાવત રહ્યોજ નહી; માટે સાકાર સંભવતા નથી. તેમ પરમેશ્વરને સાકારી માનીએ તો વેદ એમ કેહે છે કે સાકારને છ વિકાર લાગે છે. ૧ જાયતે ૨ અસ્તી ૩ વર્ધતે ૪ વિપ્રીણમતે ૫ અપક્ષયતે ૬ નસ્યતી. આ છ વિકારોની સમજણ. ૧ જાયતે એટલે જનમવું (ઉતપન થવું) જોઇએ ૨ અસ્તી એટલે જનમીને હોવું

જોઇએ. ૩ વર્ધતે એટલે તે વધવું જોઇએ. ૪ વિપ્રીણમતે એટલે તે ચોખનવાળું થવું જોઇએ. ૫ અપક્ષીયતે એટલે તે ક્ષય થવું જોઇએ. ૬ નશ્યતી એટલે તે નાશ થવું જોઇએ.

એ પ્રમાણે જો પરમેશ્વરને સાકાર માનીએ તો સંભવતું નથી. કેમકે પરમેશ્વર જનમે અને મરે ત્યારે તો આપણી દશા તેજ તેમની દશા વળી તેવા નાશવાનને'અવીનાશી કેહેવાય કેમ ? માટે પરમેશ્વર સાકાર નથી.

હવે સીધાન્તની સાને સમજો. પરમેશ્વર નીરાકારે નહી તેમ સાકારે નહી ત્યારે પરમેશ્વર કેવા ? એવો પ્રશ્ન ઉઠે છે.

આ પ્રશ્નનો ઉત્તર એવો જોઇએ કે નીરાકાર અને સાકાર જે માનનાર માને છે તે વેદાધારેજ માને છે. તેમનું માનવું તો વેદાધારે તથા મોહોટા પુરૂશોના વચનાધારે ખરૂ છે. પણ વિચાર વિનાના અજ્ઞાની આચાર્યો વિદ્વાનો સંતો સાધુઓ કે મહાત્માઓ સમજ્યા નથી. માટે કોઇ નીરાકાર કહે છે. ને કોઇ સાકાર કહે છે. અને નીરાકારવાળો કેહે છે કે મહારૂં ખરૂં છે. ને સાકારવાળો કહે છે કે મહારૂં ખરૂં છે.

વળી નીરાકારવાળો કેહે છે કે સાકારનો સીધાન્ત ખોટો છે. ને સાકારવાળા કેહે છે કે નીરાકારનો સીધાન્ત ખોટો છે.

નીરાકારી સીધાન્ત ખોટો છે, તેનો પુરાવો સાકારી આપે છે. ને સાકારી ખોટો છે તેનો પુરાવો નીરાકારી આપે છે. આ ઉપરથી એમ સીદ્ધ થાય છે કે બેઉનું સમજવું ખોટું છે. એટલે બેઉના મત અને સીધાન્ત ખોટા છે.

ઉપર કહેલા બેઉના મત ખોટા છે ને સીધાન્ત ખરા છે. એવો નિરણય કરી આપે તે ખરો છે ને તેનો સીધાન્ત પણ ખરો છે. એમ જાણવું. બાકીના એક તરફી બોલનારા કે એક તરફી માનનારા અજ્ઞાન છે. કદી કોઇ એમ કહેશે કે નિરાકારે ખરા ને સાકારે ખરા. તો એવું કેહેનારે કીયે પ્રકારે બેઉ ખરા તે પુરણ રીતે સમજાવવું જોઇએ, જો પુરણ રીતે શંકા ન રહે તેવી સમજાવી શકે નહી તો તે પણ અજ્ઞાન છે.

નીરાકારે નહી ને સાકારે નહી. તો કેવા આકારે છે. તેવું સમજાવી શકે નહી તો તે પણ અજ્ઞાન છે.

અને એકે રીતે સીધાન્ત ન થઇ શકવાથી એમ કહે કે કશું સાચું છેજ નહી. એ વાત જાણવાને કોઇ સમર્થ નથી. એવું કેહેનારો પણ અજ્ઞાન છે.

પરમેશ્વર છેજ નહી. એવું કેહેનાર તથા માનનાર તે પણ પુરણ અજ્ઞાન છે.

સંવત ૧૯૭૫ ના આસો સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૧૮ મી.

ગયા માસની ૧૭ મી ચેતવણીના છેલ્લા ભાગમા પરમેશ્વર નીરાકાર કે સાકાર સંબંધી વિશય ચાલેલો તે અપુર્ણ મુકેલો છે તે પૂર્ણ કરવો જોઇએ. પણ હાલમાં કેટલાએક ગામોથી પત્રો આવ્યા છે. તેમાં દ્વૈત અને "તાદ્વૈત એ બે સીધાન્તીયોના સામા અદ્વૈત સીધાન્તી પડીને એમ કહે છે, કે આપણુ જે બોલીએ છીએ તેજ આપણુ પરમેશ્વર છીએ આ દેહમાં જે આત્મા છે તેજ પરમાત્મા છે તેમ દેહો માત્રમાં જે જીવ કહીએ છીએ,

તેજ શીવ છે. એવો મતામત ચાલી રહ્યો છે. તેને માટે તે વિશ્રય વચમાં વર્ણવવો પડે છે. તે ધ્યાન દેઇને સાંભળો.

જે કોઇ એમ કેહેતા હોય કે અમેજ પરમેશ્વર છીએ. તો તે પરમેશ્વરના દર્શણની અમને તથા લાખો મનુશને ઇચ્છા છે. તેથી અમો ઘણા માણસો ચંદન પુષ્પ ધુપ દીપ લેઇને દર્શણાર્થે આવીએ. કેમકે આગળના રૂષીમુનીને રાજા લોકો ઘણાં ઘણાં વર્સો તપ કરતા હતા ત્યારે તેમને ઇશ્વરનાં દરશણ થતાં હતાં. પણ આતો અમારૂ ને બીજા જીવોનું ધન્ય ભાગ્ય કે અમને જપ તપ કર્યા વગર સાક્ષાત પરમેશ્વરનાં દરશણ થશે હે કળીના પરમેશ્વર અમને પત્ર દ્વારાએ આગ્ના કરો એટલે અમો દરશણ કરવા આવીએ. અરેરે આટલા દીવસ અમો અથવા બીજા મનુષ્યો બીચારા ગાડી ભાડાં ખરચી ડાકોર દ્વારીકાં જઇ રણછોડરાયની મુરતીનાં દરશણ કર્યા. પણ તેતો બોલતા નહોતા, ચાલતા નહોતા, પરસાદ ધરીએ તો ખાતા નહોતા અને તે એમ કેહેતા નહોતા કે હું પરમેશ્વર છું. પણ હવે તો આ જગતનુ ભાગ્ય ઉદે થયું કે ખાતા પીતા ને બોલતા ચાલતા પ્રત્યક્ષ પરમેશ્વર તમે મળશો. વાહ વાહ વાહ ! ! ! હા હા હા હા હા હા હા હા હા હા ! ઓ પરમેશ્વર તમો હાલ કીયા ગામમાં ને કીયા મંદીરમા છો ?

અરેરે ! પરમેશ્વરનાં દર્શણાર્થે જપ તપ પુન્ય દાન ધ્યાન તીરથ યાત્રા માહાત્માઓની શેવા પુજા ને સત્સંગ કરવા ખરચ કરી કાયાને કષ્ટી વેઠી સોધ સોધ કરતા હતા. પણ હવે તો અમારા ઉપર અને આ જગતના જીવો ઉપર ઘણીજ દયા કરીને એમ કેહો છો કે હુંજ પરમેશ્વર છું. હું જે બોલું છું તેજ પરમેશ્વર છું. આ માહારા ખોળીયામાં જે જીવ છે તેજ શીવ છે. વળી માહારો જે આત્મા છે તેજ પરમાત્મા છે. બીજો ને બીજો કોઇ પરમાત્મા છેજ નહી. ઓહો આવું તો શ્રીકષ્ણ પ્રભુ તથા શ્રી રામચંદ્ર પણ કહી શકતા નોહોતા. માટે તેમના કરતાં પણ તમો અમોને ઘણાજ સમર્થ પરમેશ્વર લાગો છો. માટે હે અંતરયામી ! હે સત્ચીદાનંદ ! હે સર્વ શક્તીમાન ! હે સર્વના માતા પીતા ! હે જગતના કરતા ! સર્વદા અમો તથા જગતના જીવો સર્વ અગ્નાનથી છવાઇ ગયેલા જીવરૂપ થઇ પડયા છીએ. તેથી તમારાં દરસણની બહુજ આતુરતા થઇ રહી છે. માટે હે દયાળુ, હે કૃપાળુ અમને દરશણાર્થે તેડાવો. અમો તરતજ દોડતા આવીશું.

આટલા દીવસ અમો તથા જગતના જીવોએ માળા ફેરવીને આંગળાં ઘસવી નાંખ્યાં. નામ સ્મર્ણ કરીને જીભો ઘસવી નાંખી. ધધો રોજગાર મુકીને એક આસનપર બેશી રહીને ગાંડયો તપવી નાંખી. તો પણ સાક્ષાત પરમેશ્વર બોલતા ચાલતા ખાતાં પીતા પરમેશ્વરે કહ્યું નોહોતું કે હું જ પરમેશ્વર છું.

સત્ય ત્રેતા ને દ્વાપર યુગના તપશ્વી રૂશી મુની ધ્યાની દાની તે પણ પરમેશ્વરના દર્શણાર્થે દુઃખ વેઠીને ઘણાજ ઘસાઇ ગયા હતા, કે જેના શરીરો ઉપર રાફડા જેવા ટેકરા થઇ ગયા હતા. મુસ્તકના કેશ વાંસની ઝાડી પેઠે વધીને જાળા બંધાઇ ગયા હતા, તેમાં સરપોએ રેહેવાના રાફડા કર્યા હતા, તેવા તેવાને પણ આપે દરસણ દીધાં નોહોતાં. પણ હાલના જીવો ઘણા સત્યવાદી જાણીને આપે પુર્ણ દયા કરી જીવોના કલ્યાણાર્થે સાક્ષાતકાર હું જ પરમેશ્વર છું એમ પોતાનું મહત્વ દર્શાવી દીધું. તેથી અમોને આપ પરમેશ્વર છો તેના દરસણની ત્રષ્ણા ઘણીજ થઇ છે. તે બધુ પુન્ય અમો વિગેરે ભગવાનના ભાવીક ભક્તોએ માળા પુંજા તીરથ યાત્રા કરેલા, તે હવે ઉદે થયું.

વળી હાલ ઘણા યોગાભ્યાસી તથા તપસ્વી ગુફાઓમાં કે જંગલમાં રહી તમારૂ ધ્યાન કરે છે. હવે તેમને ગુફામાં ને જંગલમાં રેહેવાનું મટી જશે.

વળી જનક વિદેહી જેવા ભક્તોનું પણ દુઃખ દળદર જવા બેઠુ!!

હે કળીના પરમેશ્વર ! કૃપા કરી અમને દર્શન દો. આપ તો આખા વિશ્વમાં વ્યાપક છો. માટે અમારી બોમી ઉપર પણ આપ છો જ માટે અમોને રંક દાસ જાણી દર્શન દો.

અમો સર્વ ઉપર તમારી કૃપા થઇ તેથી જ આપે દર્શન દેવા કહ્યું કે હું પરમેશ્વર છું. જે આ શરીરમાં બોલુ છું તેજ પરમેશ્વર છું.

ભગ્ત જનોએ આ પત્રો ઘણાકને વાંચવા આપવા. હવેની ચેતવણીમાં આ વિષય ઘણો આવશે.

સંવત ૧૯૭૬ ના કાગ્તક સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૧૯ મી.

ગયા માસની ૧૮ મી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યુ છે કે જે એમ કહે છે કે હું જે બોલુંછું તેજ પરમેશ્વર છું એવું કહેનાર પરમેશ્વરને પુછીએ છીએ કે પંચભૌતીક અનંત દેહો છે. તે દેહોવાળા જે જે બોલે છે તે બધા પરમેશ્વર છે, કે તમો એકલાજ પરમેશ્વર છો ? જો તમો એકલાજ પરમેશ્વર હો તો બીજા ત્રીજાને જીવાત્મા માની ફક્ત તમારાજ દર્શને આવીએ. જો એમ કહેતા હો કે સર્વ દેહોમા બોલે છે ને બધા પરમેશ્વર છે, તો પુછીએ છીએ કે જો તે બધા પરમેશ્વર હોય તો ગધેડા, કુતરાં, બીલાડાં, ગડબલ, કાગડા વિગેરે સર્વ પરમેશ્વર માનવા એમ થયું. વાહ વાહરે વાહ ! ! ! ગધેડાને પરમેશ્વર મનાવશો તો ગધેડા ગધેડા એમ કહીશું તો પણ હરીસ્મર્ણ કર્યાનું ફળ મળશે કે કેમ ?

બધા જીવો પરમેશ્વર છે, એવું તમો માનો છો, છતા અમારાથી તે વાત કેમ નથી મનાતી ?

કદી કહેશો કે તમારૂં અજ્ઞાન છે. તો તમે ને અમે આપણ સર્વ એકજ પરમેશ્વર છીએ. જો તમે ને અમે જુદા પરમેશ્વર હોત તો અમારામા અજ્ઞાન કહ્યું હોત તે સંભવત. વળી પરમેશ્વરમાં અજ્ઞાન આવે છે એ વાત સંભવતી નથી. કેમકે પરમેશ્વર તો જ્ઞાનમય છે. છતાં પમેશ્વરમાં અજ્ઞાન આવે છે એવું કીયા ગ્રંથમાં લખ્યું છે, તે કહેશો ? જુઓ કે સુર્યમાં અંધકાર સંભવે નહી, તેમ જ્ઞાનમાં અજ્ઞાન સંભવે નહી.

કદી કહેશો કે આપણામાંજ પરમેશ્વર છે, તો પુછીએ છીએ કે આપણામાં એટલે આપણા શરીરમાં કે આપણા જીવમાં ? આપણા શરીરમાં કહેશો તો પુછીએ છીએ કે હીચણમાં, માથામાં, છાતીમા કે પેટમાં ? કદી કહેશો કે આપણા જીવમા તો પુછીએ છીએ કે આપણ અને આપણો જીવ એ બે જુદા છે કે તે એકજ ? જો એકજ કહેશો તો, આપણ અને આપણો જીવ એવું કહેનાર કોણ ? કદી કહેશો કે એનો એજ. જો એનો એજ કહશો તો જે તમે કહેનાર છો તેજ પરમેશ્વર છો એમ સીદ્ધ થાય છે એમ સીદ્ધ થવાથીજ તમનેજ અમારે પરમેશ્વર માનવા પડશે. કેમકે તમારૂં કહેવું ધ્યાનમાં બેસતું નથી માટે અમો તો તમારાથી જુદાજ છીએ એમ સીદ્ધ થાય છે. અને એમ સીદ્ધ થવાથી

અમને એમ લાગે છે કે અમે તો પરમેશ્વર નહી પણ તમારા કહેવાથી માનીએ કે તમે પરમેશ્વર છો. વાહ વાહરે પરમેશ્વર ! તમે તો સર્વના અંતર્યામી છો ને આ આખા જગતના માતા પીતા છો તેથી એમ પણ લાગે છે કે તમારાં માબાપ જગતમાંજ છે, તેના તથા તમારી સ્ત્રીના પણ માબાપ તમે જ હશો ? વળી માંદા પડતા હશો ત્યારે વૈદને ત્યાં નાડી બતાવવા જતા નહી હો. શાથી કે તમે તો સર્વના અંતર્યામી છો, તો પોતાના શરીરમાં વ્યાધી પોતેજ જાણતા હશો. અરે અંતર્યામી ! તમારો દીકરો કે તમે કયે દીવસે દેહ છોડશો તે પણ આપનુ અજાણ્યું નહી હોય. વારૂ તે તો ઠીક છે; પણ આજથી ૨૧-૨૨ ને ૨૩ મે દીવસે શું જન્મ્યા હતા તે કહેશો ? વારૂ આવતે વરસે કીયે કાયે દીવસે વરસાદ આવશે તે કહેશો ? વારૂ હે પરમેશ્વર ! તમારો અમલ અને તમારી સત્તા આખા જગત ઉપર હોય, છતા તમારા ઉપર રાજાનો અમલ ને રાજાની સત્તા કેમ છે ? હે પરમેશ્વર ! આ બધી બાબતનુ જાણપણું તમારામાં નહી હોય તો તમે પરમેશ્વર નહી. કદી કહેશો કે અમારા અજ્ઞાનથી અમે પરમેશ્વર નહી. એમ કહેશો તો અજ્ઞાનથી પરમેશ્વર નહી, ત્યારે એમ કેમ કહો છો કે આપણેજ પરમેશ્વર છીએ ? કદી કહેશો કે અજ્ઞાન ખશી જાય એટલે પરમેશ્વરજ છીએ વાહ વાહરે વાહ ! ! ! તમે પરમેશ્વર છો, અજ્ઞાનને ખસેડવા શુ તમે સમર્થ નથી ? હે પરમેશ્વર તમે તો આખા વિશ્વના પ્રાણી પદાર્થોથી સમર્થ છો. છતા અજ્ઞાનથી તમે કેમ છવાઇ ગયા છો ? જો અજ્ઞાનથી છવાયા હો તો તમો અજ્ઞાનરૂપજ થઇ ગએલા છો. તો તમને અજ્ઞાની કહેવા તેજ ખરૂ છે. કેમકે આપ કેટલી વાતો કબુલ કરતા ચાલો છો. અરે અજ્ઞાનથી છવાએલા હીરણ્યકશ્યપુના મિત્ર ! કાંક સમજીને બોલો.

આગળ ધ્રુવજી, પ્રહલાદજી, સુધનવા, હરિશ્ચંદ્ર, કર્ણ, નરસિંહ મહેતા, સગાળશા વીગેરે ઘણા ભક્તોને ભગવાને દર્શન આપેલા એવું વાલ્મીકજી તથા વેદ વ્યાસજી વીગેરે કહી ગએલા તેમનુ કહેવું શું ખોટું ? ને તમારૂં કહેવું શું સાચું ?

વાલ્મિક તથા વ્યાસજી તથા શ્રીકૃષ્ણજી તથા હાલના કેટલાએક ભક્તો તથા આચાર્યો ભગવત ભક્તિનો ઉપદેશ કરી ગયા છે તે શું ખોટા ? ને હાલના કળીયુગમાં ઉત્પન્ન થએલા હું પરમેશ્વર છું એમ કહેનારા મહાત્માઓ તે શું સાચા ?

અરે અજ્ઞાની જીવો ! કાંઇક બુદ્ધિથી વિવેકવડે વિચાર કરો.

હું સયાજીરાવ, હું સયાજીરાવ, એમ કહેવાથી શું સયાજીરાવ થવાના છો ? ના ના, મુર્ખતાથીજ બોલો છો. આ શબ્દો તમને કળીયુગ બોલાવે છે.

સવંત ૧૯૭૯ ના કર્તિક સુદી પુર્ણિમા.

## ચેતવણી ૨૦ મી.

ગયા માસના ૧૯ મી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે અદ્વૈતવાદી એટલે હુંજ આત્મા છું તેજ પરમાત્મા છું એવું કેહેનાર કે માની લેનાર કેવળ અજ્ઞાન છે. એમ કહ્યું છે કેમકે વૈરભાવે પણ રામ મળે છે ? એટલે આત્મા તેજ પરમાત્મા છે એમ કાંઇ કરતા પરમાત્માનાં લક્ષણો સાથે સર્વે લક્ષણ મેળવી આપી અનુભવ કરાવે છે.

જો આત્મા તેજ પરમાત્મા હોય તો જે તમો આત્મા છો તે પરમાત્મા ખરા કે નહી?

અદ્વૈતવાદી કેહે છે હા અમો આત્મા તે પરમાત્માજ છીએ.

વ્યાસજી કેહે છે. તમોજ પરમાત્મા છો તો તમારામાં સર્વના અંતર્યામીનું લક્ષણ એટલે ગુણ હોવો જોઇએ. જો તે ગુણ તમારામાં હોય તો અમો આજ શું જમ્યા છીએ તે કૃપા કરીને કહો.

અ–કેહે છે–ઘણા કાળનું અજ્ઞાન થઇ ગએલું છે તેથી તેવું કેહેવાને અમો સમર્થ નથી.

વ્યા–જ્યારે તમને અજ્ઞાન થઇ ગયું છે ત્યારે તમો પરમાત્મા ખરા કે નહી ?

અ–જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી પરમાત્મા નહી.

વ્યા–તમને અજ્ઞાન છે ત્યા સુધી પરમાત્મા નહી. ત્યારે એમ કેમ કોહો છો કે અમે આત્મા છીએ તે પરમાત્માજ છીએ.

વળી હાલ જે આ તમે બોલો છો તે જ્ઞાનથી બોલો છો કે અજ્ઞાનથી બોલો છો ?

અ–હાલ તો અજ્ઞાનથી બોલીએ છીએ. કેમકે હાલ જ્ઞાનથી બોલીએ છીએ એમ કહીએ તો તમો સર્વના અંતર્યામી ઠરાવિ અમને કાંઇ પુછો તે કેહેવાને અત્યારે અમે સમર્થ નથી. માટે જ્ઞાનથી બોલીએ છીએ, એમ કહીએ તો બંધાઇ પડીએ છીએ. માટે હાલ તો અજ્ઞાનથીજ બોલીએ છીએ.

વ્યા–ત્યારે હાલ જેટલું બોલ્યા તે જ્ઞાનથી બોલ્યા કે અજ્ઞાનથી.

અ–અજ્ઞાનથી.

વ્યા–વાહ વાહરે વાહ જે તમે આગળ કહી ગયા છો કે અમે આત્મા છીએ તે પરમાત્માજ છીએ. તે અજ્ઞાનથી બોલ્યા કે નહી ? એવા વ્યાસજીનાં વચન સાંભળી અદ્વૈત-વાદી ચુપ રહ્યા.

એટલે બીજો અદ્વૈત સીધાન્તી કહે છે હે મહારાજ વેદે એમ કહ્યું છે કે; બ્રહ્મ સત્ય જગત મીથ્યા, જીવો બ્રહ્મહી કેવલં એ શ્રૃતી છે.

વ્યા–ભલે, એ શ્રૃતીનો ભાવાર્થ શું સમજ્યા છો તે કહો.

અ–બ્રહ્મ છે તે સત્ય છે એટલે સદા છે છે ને છે. ને આ જગત જે દ્રષ્ટીવડે દેખાય છે તે મીથ્યા છે. એટલે નાશવાન છે. અને જીવ માત્ર છે તેજ કેવળ બ્રહ્મ છે.

વ્યા–અરે અદ્વૈતવાદી તમોએ જે અર્થ કર્યો તે શબ્દોના અર્થ કર્યા, પણ ભાવાર્થ કર્યો નહી,

વેદની જે શ્રૃતી કહી તે વેદ કરતાએ કહી છે. તે વેદના કરતાએ કીયા ભાવથી કહી છે તે સમજ્યા છો ?

અ–એમાં શું સમજવું તું, વેદ ઉઘાડુ કેહે છે.

વ્યા–ના ના ભાઇ, એ વેદ વચનનો ભાવાર્થ જુદો છે. તમે કહ્યું તે શ્રૃતીનો ભાવ, એટલે હેતુ એવો છે કે બ્રહ્મ સત્ય એટલે જે જ્ઞાનમય ચૈતન્ય આત્મા છે તે સત્ય છે. એટલે કોઇ કાળે આત્મા નાશ થતો નથી તેથી તે સત્ય કહેવાય છે સત્ય એટલે તે કોઇ કાળે નાશ પામતો નથી માટે તેને સત્ય કહ્યો અને જે આ જગત એટલે ભૌતીક પદાર્થો જે સ્થુલ ચક્ષુવડે જોવામાં આવે છે તે પદાર્થો નાશવાન છે. તે જડ પદાર્થોનું નામ જગત છે. તેથી તેને મીથ્યા કેહે છે એ તમોએ કહી બતાવ્યાં તે બે ચરણનો ભાવાર્થ કહ્યો. હવે ત્રીજા ચરણનો ભાવાર્થ સાંભળો, ત્રીજા ચરણમાં એમ કહ્યું કે જીવો બ્રહ્મ હી

સાકાર મતવાળા નીરાકારવાળાને અજ્ઞાન કેહે છે. ને નીરાકાર મતવાળા સાકાર વાળાને અજ્ઞાન કેહે છે. એટલે બેઉ મતવાળા એક બીજા અજ્ઞાની છે. એમ સીદ્ધ કરી આપે છે. એ બેઉ મતવાળા અજ્ઞાન છે. એમ ત્રીજાને કેહેવું પડતું નથી. માટે બેઉ અજ્ઞાનજ છે. એમ સીદ્ધ થયું.

વળી પરમેશ્વર સાકાર છે એવું સીદ્ધ કરવા સાકારવાળા વેદ વિગેરેનાં પ્રમાણો આપે છે. તેમજ પરમેશ્વર નિરાકાર છે તેવું સીદ્ધ કરવા નિરાકારવાળા વેદ વિગેરેના પ્રમાણો આપે છે. આવા બેઉ મતથી તેમ બેઉ પક્ષનાં પ્રમાણોથી બેઉના મત એક બીજાના વિરૂદ્ધ સીદ્ધ થાય છે આ બેઉ મતના મતામતથી જગતના જીજ્ઞાસુ જીવો ગભરાય છે ને એમ જાણે છે કે આ ખરૂં કે આ ખરૂં. જ્યા સુધી એક વસ્તુનો એક સીદ્ધાન્ત સીદ્ધ ન થાય ત્યા સુધી જીવ માત્રને ભ્રમણા રહે ને શ્રદ્ધા બેસે નહીં. અને એમજ જાણે કે આ તો બધુ પોલમ પોલ છે. તેવુ સમજી જીવ માત્ર નાસ્તીક થઇ જાય છે.

વળી કેટલાક અંધશ્રદ્ધાળુ જે અજ્ઞાન તે એમ કેહે છે કે નીરાકારે ખરા ને સાકારે ખરા. એ રીતે કેહેના કેહેનીથી કહે છે. પણ તે ખરી રીતે જાણતા નથી કે, આ પ્રકારે નિરાકાર અને આ પ્રકારે સાકાર.

વેદના પ્રમાણથી નીરાકાર તેમ વેદના પ્રમાણથી સાકાર કેહે છે તે વેદ કીયા હેતુથી નીરાકાર કેહે છે ને કીયા હેતુથી સાકાર કેહે છે. તે વેદનો હેતુ અજ્ઞાની મહાત્માઓ સમજયા નથી ને નિરાકારે ખરા ને સાકારે ખરા એમ કેહે છે. તેમ કેટલાક અજ્ઞાની માહાત્માઓ એમ કેહે છે કે પરમેશ્વર નીરાકારજ ખરા. ને કેટલાક એમ કહે છે કે સાકારજ ખરા. એ રીતે આ કળીયુગના પ્રવાહે કરીને મતમતાન્તર ચાલી રેહેવાથી એક વસ્તુનો એક સીદ્ધાન્ત થતો નથી ને જ્યા સુધી બેઉના પ્રમાણોથી પ્રમાણો સીદ્ધ રહે ને એક સીદ્ધાન્ત ન કરી આપે ત્યા સુધી એક તરફી સીદ્ધ કરનારા અજ્ઞાન છે એમ નક્કી જાણવું.

જેમ કોઇ બે પ્રમાણીક પુરૂષો એકે દહાડે ને એકજ વખતે ને એકજ ઠેકાણે સાથે લુટાયા હોય, તે બે પુરૂષો આવીને એક જણ એમ કહે કે આજ અમે બેઉ જણ દાહાડો હતો ને લુટાયા. ત્યારે બીજો કહે આજ અમે બેઉ જણ રાતે એકજ વખતે સાથે લુટાયા એવાં બેના વચન સાભળી સાભળનારે તોલ કરવો જોઇએ કે આ બેઉ સાથે એકજ વખતે લુંટાયા છે ને એક કેહે છે કે રાતે લુંટાયા ને બીજો કેહે છે દાહાડે લુંટાયા ત્યારે આ બેમાં ખરૂં કોનું, એમ વિચારીને વિચારનું જોઇએ કે બેઉ પ્રમાણીક છે. માટે બેઉનું બોલવું ખરૂજ હશે તે કેવી રીતે કે રાત કેહે છે તે દીવસ આથમેલો હશે તેથી રાત કેહે છે. ને દીવસ કેહે છે તે સૂર્ય આથમેલો હોય ને તે સૂર્યનો પ્રકાશ હશે તેથી તે દહાડો કેહે છે તેથી તે દીવસ ખરો ને રાતે ખરી. એ રીતે બેઉનું કેહેવું સત્ય હશે. તેથી દીવસે નહી ને રાત્રી પણ નહી. એટલે સંધ્યાકાળ હશે એમ સમજી સંધ્યાકાળ સીદ્ધ કરવી જોઇએ. એ રીતે રાત્રી અને દીવસ બેઉ સીદ્ધ રાખીને ત્રીજી સધ્યાકાળ સીદ્ધ કરવી જોઇએ તેમ. અપૂર્ણ.

સંવત ૧૯૭૬ ના ચૈત્ર સુદી પુણિમા.

# ચેતવણી ૨૪ મી.

ગયા માસની તેવીસમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે પરમેશ્વર નિરાકાર છે કે સાકાર છે. એ બે મત ચાલે છે. ત્યાં સુધી એક પરમેશ્વર તેનો એક અમુક આકાર સીધ કરી શક્યા નથી ત્યાં સુધી કેહેવાતા મહાત્મા કેવળ અજ્ઞાન છે.

કેટલાક એક માહાત્માઓ પુસ્તકોમાં લખેલી વાતો ઉપરથી એમ કેહે છે કે પરમેશ્વર આવા છે. ત્યારે બીજા માહાત્મા એમ કેહે છે કે નહી નહી પરમેશ્વર તો આવા છે. એમ એક બીજાના વિરૂદ્ધ પડે છે. તે ફક્ત પુસ્તકોના આધારેજ બોલે છે જેમ આંધળા લાકડીને આધારે ચાલે છે તેમ અજ્ઞાની માહાત્માઓ પુસ્તક જેમ કેહે છે તેમ પોતે કેહે છે. પણ અનુભવ કરીને કેહેતા નથી. માટે તેનું કેહેવું માનવા યોગ્ય નથી પુસ્તકોમાં જેવું જેવું લખેલું હશે તે લખનારે અંતઃકર્ણમાં પ્રથમ બોલીને પછી લખ્યું હશે અથવા બોલતો ગયો હશે ને લખાતું ગયું હશે પ્રથમ મોઢેથી કે અંતઃકર્ણથી બોલ્યા વિના કાંઇપણ લખાતું નથી. માટે લખ્યા પેહેલા બોલાએલું. ને બોલ્યા પછી લખાએલુ એમ સીદ્ધ થાય છે

હવે બોલનારે કીયા ભાવથી નીરાકાર કે સાકાર કહ્યા હશે. તે કહેનારની ભાવના સમજ્યા વિના લખેલું વાંચીને હઠ પકડી બેસે છે અને તેના પક્ષમાં તેવીજ બુદ્ધીવાળા બેસે છે. તેનું કારણ એ છે કે વાણીનો વિચાર કર્યા વિના લખેલી વાણીને પકડી રાખે છે. પણ વાણી માત્ર વિચારવા જેવી છે. તે વાણી કેવિ તે જરા જુઓ.

જેમ આપણ ડાકોર ચાલીને કે ગાડીમાં બેશીને આપણ જઇએ છીએ. તે જતા જતાં ડાકોરની નજીક પોહોંચીએ છીએ એટલે ડાકોર ગામ દેખાય છે. તે વખત એમ કહીએ છીએ કે આ ડાકોર આવ્યું. ડાકોર આપણે આવ્યા એમ જાણીએ છીએ છતાં બોલવાના દેશ રીવાજથી એમ કહીએ છીએ કે ડાકોર આવ્યું પણ આપણી કેહેવાની ભાવના કેવી છે કે આપણ ડાકોર આવ્યા, તેમ સમજણ પણ તેવી છે કે આપણ ડાકોર આવ્યા છતા વાણી તો એમજ બોલાય છે કે ડાકોર આવ્યું જુઓ ભાઇ જેવું બોલાય તેવું લખાય ને જેવું લખાયું તેવું વંચાયું. ને જેવુ વંચાયું તેવું કેહેવાયું. એ રીતે લખેલુ વાચનારા જેવું વંચાય છે તેવું તે કેહે છે. પણ અજ્ઞાનીઓ વાણીનો વિચાર કરતા નથી તેમ તેનો અનુભવ કરી જોતા નથી તેથી કહેવત થયું છે કે કાળા અક્ષરને કુટી મારે છે. એટલે જે અક્ષરો વાચ્યા તે અક્ષરોનેજ કુટ કુટ કરે છે. પણ કાળા અક્ષરોમાં રહેલી જે વાણી તે વાણીનો વિચાર કરતા નથી તેથી એક પરમેશ્વરના રૂપ રંગ આકાર ગુણ સત્તા વિગેરેમાં જુદા જુદા મત પકડે છે. ને તે પોતાનું માનેલું બીજાને મનાવવા બોલ બોલ કરે છે. અને પોતાનો મત મુકતા નથી. તે ઝાલેલો મત નહી મુકવાથી પોતાને જ્ઞાન થતું નથી તેમ બીજાને જ્ઞાન થવા દેતા નથી. તેને લીધે જગતના ઘણા જીવો અજ્ઞાનરૂપી અંધારે કુટાયા કરે છે. અને કેટલાક બેતરફી વાણી સાંભળી જુઠું માની બેઠા, તે તો, નાસ્તીકજ થઇ ગયા છે. તેમ કેટલાક તો એવા નાસ્તીક થયા છે કે પરમેશ્વર તો છેજ નહી. આ બધુ જગત છે તે ચાર ભુતોથી થએલું છે. પાંચમુ આકાશ ભુત તે ભુત નથી. એ તો પોલાણનું નામ આકાશ પડેલું છે. તે પોલાણમાં ચાર ભુતો જળ અગ્ની પ્રથવી ને વાયુ આ ચારનું આ જગત છે. એ ચાર ભેગાં મળે એટલે તેનો એક જીવ ઉત્પન્ન થયો કેહેવાય છે.

જેમ ઇનજીનમાં પ્રથવીનો ભાગ કોલસા કે કાષ્ટ અને તેમાં અગની તથા પાણી એક

સ્થળમા મળે છે ને વાયુ તો ત્યાં હોય છેજ એ રીતે ચાર ભુતો ભેગાં થવાથી વરાળ ઉત્પન્ન થઇ વરાળ જેમ હલન ચલન ક્રીયા કરે છે તેમ આ સર્વ દેહો ચાર ભુતોથી બનીને તેની વરાળ રૂપ જીવ ઉત્પન્ન થયો કેહેવાય છે. આ દેહોમાં જીવ કહે છે તે જીવ વસ્તુજ નથી તેમ પરમેશ્વર નથી. એ રીતે કેટલાકની માન્યતા છે. તે તદ્દન ખોટી છે. કેમકે પ્રથમ ચાર ભુત તો કબુલ કરે છે ને કેહે છે કે આ સર્વ દેહો ચાર ભુતથી બનેલી છે. એવું કહેનાર તથા માનનારને વિચાર કરવો જોઇએ કે, ચાર ભુતો નાશવાન છે અને નાશવાન છે તેનો અનુભવ પોતે કેટલી વખત કરેલો છે ને હાલ કરે છે તે પ્રત્યક્ષ અનુભવ થાય છે. છતાં સુમત પકડે છે. કેમકે ભુત છે તે ચળીત છે તે વિશે એવું પ્રમાણ છે કે-જ્યારે ત્યારે જે ચળીત છે; તો તે ચળીતનો નીયંતા અચળીત હોવો જોઇએ. તે અચળ સત્ય ને નિત્ય હુઆ વિના દર્શ ને અદર્શ વસ્તુ હોય નહી. વારૂ ? ભુતોથી વરાળ ઉત્પન્ન થાય છે તે વરાળ કાંઇ કામ કરવું સમજતી નથી. વરાળથી કામક્રીયા થાય છે. પણ પોતે કરવામા સમજતી નથી. જો વરાળ સમજતી હોય તો આ સ્ટેશન આવ્યું ત્યાં હું ધીમી ચાલુ અને ઉભી રહુ ને હવે ચાલવા માંડું એમ પોતે કરી શકતી નથી. એ તો સમજનાર ડ્રાયવર હોય છે. તેમ ભુતોથી બનેલા શરીરોમાં સમજનાર આત્મા હોવો જોઇએ. જો આત્મા છે તો પરમાત્મા પણ હોવો જોઇએ. અપૂર્ણ.

સંવત ૧૯૭૬ ના વૈશાખ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૨૫ મી.

ગયા માસના ચેતવણીમાં પરમેશ્વર છે તે વારતા વર્ણવી હતી, તે તો ઠીક છે. પણ પ્રથમ મનુશ દેહી જીવોએ એવો વિચાર લેવો જોઇએ કે આપણા જેવા અનંત જીવો જન્મે છે ને અનંત મરે છે. તો આપણે પણ જનમ્યા છીએ ને મરવાના છીએ એટલે આ દેહથી થોડે ઘણે દીવસે છુટવાના છીએ. તેમ ફરી બીજો દેહ પામવાના છીએ. કદી કોઇ કેહેશે કે ફરી દેહ લેવો પડતો નથી. એવું કહેનારનું કેહેવું ખોટુ ને જુઠુ છે કેમકે તેવા તે જીવો જન્મતા ન હોય તો સારી યા નરતી કરણી ભોગવવાની રહી નહી. અને ભોગવવાની રહેતી ન હોય તો સારી કરણી શા માટે કરવી ? અને નઠારી કરણી શા માટે ન કરવી ? સારી યા નરતી કરણીનું જ્યારે ફળ મળવાનું છે નહી, તો પછી સારી કરણી કરવાની કાંઇજ જરૂર નથી. તેમ નઠારી કરણી કરતાં ડરવાનું કાંઇ કારણ નથી. વળી દેહોથી છુટેલો જીવ બીજો દેહ ધરતો ન હોય તો સારૂ યા નરતું ફળ ભોગવવાનું રહે નહી. ભોગવવાનું રહેતું ન હોય તો સારૂ ધર્મ કર્મ કરવામાં કાંઇપણ નુકશાન વેઠવું પડે છે. અને નઠારાં કર્મ કરવામાં નફો મળે છે. તેથી તો સરવે નઠારીજ કરણી કરે. પણ નઠારી કરણી કરતાં સરવે જીવ ભય પામે છે અને એમ કહે છે કે જેવું કરીશું તેવુ હવે ને જન્મે ભોગવીશું. એમ સમજીને ઘણા જીવો સારી કરણી કરવાની ચાહના રાખે છે. વળી અજ્ઞાનીઓ એમ કહે છે કે પુન્નર જન્મ છેજ નહી. તો પુછીએ છીએ કે આ જન્મ નવિન થયો કયાંથી ? જે વસ્તુ નહોતી તે વસ્તુ થાય શામાંથી ? મુળ વસ્તુ હોય તોજ તે થાય. કદી રૂપાન્તર કરે પણ વસ્તુ હોવીજ જોઇએ. જેમકે બીજ હોય તોજ વૃક્ષ થાય અને વૃક્ષ હોય તોજ બીજ થાય એમ રૂપાન્તર કરે પણ વસ્તુ સદા હોવી જોઇએ આ વાતમા કોઇ એમ કહે કે

જીવ વસ્તુ અનાદીની છે તે તેનો નાશ થવો સંભવે નહી અને આ જગતમાંથી નાશ ન પામતો હોય તો તેનો મોક્ષ સંભવે નહી ? આ શંકાનો ઉત્તર, જીવાત્મા કોઇ કાળમા નાશ પામતો નથી. એજ વારતા સત્ય છે. પણ જીવાત્મા મોક્ષને પામે છે.

મોક્ષને પામે છે તે કાંઇ નાશ થતો નથી. એ તો બીજા સ્વરૂપને મળી જાય છે. તેથી તે નાશ કેહેવાય નહી. જેમ નદીયો સમુદ્રને મળી જાય છે તે સમુદ્રના રૂપે રૂપ થાય છે પણ તે નદી નાશ પામતી નથી, નદી એવું નામ ફરી જઇને તેનું નામ સમુદ્ર પડે છે. પણ તે નદી સમુદ્રમાં છે. એમ આત્મા પરમાત્મામાં મળી જાય ત્યારે આત્મા તે પરમાત્મા કેહેવાય છે. પણ તે આત્મા નાશ થઈ ગયો કેહેવાતો નથી. માટે આત્મા છે તે અવિનાશી છે. તેથી તે વારંવાર પોતાની કરણી પ્રમાણે નવા નવા દેહમાં જઇ જન્મો ધારણ કરે છે અને તે જન્મો ધારણ કરી નાના પ્રકારનાં સુખ દુઃખને ભોગવે છે.

માટે જે પોતે પોતાનું સુખ ચ્હાતા હો તેણે આ સંસારમા રહી ન્યાય, નિતી, વિવેક ને વ્યવહારમાં રહી મનુશાવતાર પુર્ણ કરતામા આવાગમનનો ફેરો ટાળવો. એજ મનુશ દેહનું કર્મ છે.

છતા મનુષ દેહી જીવ જન્મે છે ત્યારથી માતા પીતા વિગેરે સગા સંહોદર ને દ્રવ્યાદીક જે માયા તે માયાની માયાથી સ્નેહ લગાડે છે તેથી તે જીવને માયાના લાભ વિના બીજા પ્રકારનું જ્ઞાન થતું નથી ને સત્ય વસ્તુનું ભાન આવતુ નથી. પણ આત્મા છે તે પરમાત્માની સ્વજાતી છે. તેથી કૈં કૈં વખત પરમાત્મા તરફ વ્રતી જાય છે. તેથી તે જીવાત્મા કોઇ માહાત્માઓનો સત્સંગ કરી જ્ઞાન, ધ્યાન ને વેરાગને મારગે દોરાય છે પણ તે જીવાત્મા પાછો ઘણે દીવસે જ્ઞાન ધ્યાન ને વૈરાગ્ય વ્રતી મુકી દે છે. કેમકે ઘણા દીવસનો અભ્યાસ માયાનો થયેલો છે. તેથી પાછો તેમાં લપટાય છે. એટલે તે માયામા ફસાય છે. ને ફસાયો એટલે જ્ઞાન ધ્યાનને વૈરાગ તેનામાથી નાશ પામે છે. તે પછી તે આત્મા જ્ઞાન ધ્યાન ને વૈરાગની વાતો મોઢેથી કરે છે પણ પોતામાં તે જ્ઞાન ધ્યાન ને વેરાગ રેહેતો નથી તેવા તે સલીલ ભગતો થઇ જાય છે. તે વિષે એક સાખી.

કામી તરે ક્રોધી તરે, લોભીકી ગત હોય;
સલીલ ભગત કબુ ન તરે, કહત કબીરા કોય.

માટે હે ધર્મ બંધુઓ સલીલ ભગત થવું નહીં. જુઓ કે કામી ગુણકા તરી ગઇ; ક્રોધી દુરવાસા તરી ગયા અને લોભી રાવણ તરી ગયો. પણ સલીલ ભગત કોઇ કાળે તર્યો નથી. તેથી જ્ઞાન ધ્યાન ને વૈરાગ્ય દૃઢ કરીને આ સંસારને ભોગવો, કારણ કે આ મનુશ દેહ વારંવાર મળતો નથી. માટે મનને સ્થીર રાખીને અલૌકીકના મારગે લક્ષ રાખો.

સંવત ૧૯૭૬ ના જેઠ સુદી પુર્ણીમા.

## ચેતવણી ૨૬ મી.

ગયા માસની ૨૫ મી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે જ્ઞાન, ધ્યાન ને વૈરાગ દૃઢ રાખીને સંસાર ભોગવો. આ બોધથી કોઇ એમ કેહેશે કે લોટ એટલે આટો ફાકવાને ગીત ગાવાં એ બે કામ કોઇ કાળે સાથે બને નહી તેમ જ્ઞાન ધ્યાન ને વૈરાગ રાખવા ને સંસાર ભોગવવો તે બે કામ સાથે બનેજ નહી. તેનો ઉત્તર જુઓ બાઇ જેને

કેવલ, એટલે ભૌતીક દેહોમાં જ્ઞાનમય ચૈતન્ય આત્મા રહેલો છે તે કેવળ બ્રહ્મ છે આ ત્રીજા ચરણમાં કહ્યું તે ખરૂજ છે. જે જ્ઞાનમય ચૈતન્ય આત્મા છે તે બ્રહ્મ છે. પણ તે પરબ્રહ્મ નથી. તો પુરણ બ્રહ્મ તો હોયજ કયાંથી ? જુઓ ભાઇ અમો પણ આત્માને બ્રહ્મજ માનીએ છીએ ને બ્રહ્મજ કહીએ છીએ વળી અમો જીવ કોને કહીએ છીએ. આત્મા કોને કહીએ છીએ ને બ્રહ્મ કોને કહીએ છીએ તે સાંભળો--

જેને હાય ધાન્ય, હાય ધન, હાય ધંધો ને હાય પુત્ર પરીવાર ને પ્રતીષ્ટા એવી ત્રષ્ણા ને ભ્રમણા રેહે છે તેને અમે જીવ કહીએ છીએ. અને જે આત્માને ધાન્ય ધન ને ધંધાની જેટલી ત્રષ્ણા ને લક્ષણા તેટલીજ પરમપદની ત્રષ્ણાને લક્ષણા રેહે છે તેને અમે આત્મા કહીએ છીએ. અને જે આત્માને ધાન્યની, ધંધાની ને ધન વિગેરેમાં એમ જાણે છે કે પ્રારબ્ધ યોગે થવાનું હશે તે થશે જશે ને બનવાનું હશે તે બને જશે એમ સમજી સંતોશ ને શાન્તી રાખી પરમાત્માની ત્રષ્ણાને લક્ષણા રાખતો હશે તેને અમે બ્રહ્મ કહીએ છીએ પણ તે પરબ્રહ્મ કે પુરણ બ્રહ્મ નહી. જો જે બ્રહ્મ છે તેજ પરબ્રહ્મ કે પુરણ બ્રહ્મ હોય તો તેનામાં સર્વાન્તરયામીપણાનો તેમ સર્વ શક્તીવાનપણાનો ગુણ હોવો જોઇએ. તે ગુણ નથી માટે કોઇ પણ જીવાત્મા મુળ બ્રહ્મ નહી નહી ને નહી. અપુર્ણ.
સંવત ૧૯૭૬ ના પોસ સુદી પુર્ણિમા.

---

# ચેતવણી ૨૧ મી.

ગયા માસની વિસમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે કોઇ પણ જીવાત્મા પરમેશ્વર નહી નહી ને નહી.

આ ઉપરથી અદ્વૈતવાદી એમ કહે છે કે હાલ તો પરમેશ્વર નહી પણ એવી લક્ષણા ને જંખના રાખીએ કે હુંજ પરમેશ્વર છું. એવી લક્ષણા રાખવાથી તે જીવ પરમેશ્વર થાય છે. કેમકે મરણે યા મતી સા ગતી. એ વેદની શ્રુતીથી એમ ભાસે છે કે હું પરમેશ્વર છું એવું માની બેસે તે પરમેશ્વર થાય.

વ્યાસજી—વાહ ! ઘણા મનુષ્ય એમ માની બેસે કે અમેજ સયાજીરાવ સરકાર છીએ. એમ માનવાથી તે સરવે ખુદ સયાજીરાવ સરકાર થશે કે શું ? જો તે સરવે સયાજીરાવ સરકાર થશે ત્યારે તો એક ગાદીપર તે સરવે બેસવાના કે કેમ ? અને તે સરવે જુદા જુદા સયાજીરાવ સરકાર બનવાના કે સયાજીરાવ સરકારના સ્વરૂપમા મળી જવાના ? અરે અદ્વૈતવાદી કાંઇ વિચારીને બોલો.

હું ધનવાન છું. હું ધનવાન છું એમ માની બેસનારને ધન માટે ઉદ્યોગની ત્રષ્ણા મટી જવાની ને ઉદ્યોગ મુકી દેવાના એટલે નીર્ધન નહી થતા હોય તો પણ થશે. એ રીતે હુંજ પરમેશ્વર છું એમ માની લેનારા સત્કર્મ કરશેજ નહી. કેમકે પોતે ધનવાન છું તો પછી કીયા ધનની પ્રાપ્તીને સારૂ ઉદ્યોગ કરશે ? નહીજ કરે. તેમજ હું પરમેશ્વર છું એમ માની લેનારો કીયા પરમેશ્વરની પ્રાપ્તીને સારૂ સત્કર્મ કરશે ? નહીજ કરે. માટે હે અદ્વૈતવાદી કળીયુગના પ્રવેશેલા એવો ખોટો-જુઠો ને હીરણાકશ્યપી બોધ કોઇને કરશો નહી ને ધર્મ કર્મથી કોઇને ભરમાવી ભ્રષ્ટ કરશો નહી.

અરે મનુષ્ય ભાઇઓ અદ્વૈત, માયાતીત ગુણાતીત એ તો પરમેશ્વર આપણાથી ન્યારા

છે. તેની પ્રાપ્તીને સારૂ સારાં ધર્મ કર્મ કરો તોજ મોક્ષને એટલે જન્મ મરણ રહીત સાયુજ મુક્તીને પામશો. મનથી માની લેવાથી મોક્ષપદને પામશો નહીં. ને સદા દુઃખની નીવર્તિને અખંડ સુખની પ્રાપ્તી થશે નહી. એટલે જન્મ મરણનો ફેરો ટળશે નહી. માટે પરમેશ્વરનું ગ્નાન મેળવો ને તેનું ધ્યાન કરો. જો તે સ્વરૂપનું ધ્યાન કરશો તો તે પરમેશ્વરના પદની પ્રાપ્તી થશે.

કોઇ કેહેશે કે કેમ જાણીયે કે તે પરમેશ્વરના પદની પ્રાપ્તી થશે?

વ્યાસજી—ભાઇ તમારે કરી જોવું નથી ને કેહેવું છે કે કેમ જાણીએ કે પરમેશ્વરના પદની પ્રાપ્તી થશે.

એકવાર શ્રદ્ધા રાખી કરી જુઓ. તેમાં તમારે કોઇને પૈસા આપવો નથી, તેમ બોજો ઉંચકવો નથી, તેમ ચાર ગાઉની મજલ કરવી નથી. છતાં એવી અધીરાઈ શા માટે રાખો છો?

કોઇ કહેશે પરમેશ્વરનું ધ્યાન કરવામાં બે ઘડી પોતાનો ધંધો ચુકીયે એટલું નુકશાન શા માટે વેઠવું? ઉત્તર—અંતે તો નુકશાન વેઠવાના છો જ. જુઓ કે આ દેહ હશે ત્યાં સુધી ધંધો કરી નફો મેળવશો પણ દેહ છુટી જશે એટલે નફો અહીંને અહીંજ પડ્યો રહેશે, નફો સાથે આવવાનો નથી નથી ને નથી. તે વખત ઘણું નુકશાન છે, છે ને છે–છતાં એમ કહેશો કે તેવારે નુકશાન છે પણ હાલ તો નથી? વ્યાસજી–જો ઇશ્વર કૃપા નહી મેળવો તો હાલ પણ નુકશાન થશે. માંદા પડશો, ક્ષય થશે, પત થશે તરેહ તરેહના રોગો થશે તે વેળા વૈદ–દાક્તર તમારો મેળવેલો નફો લેઇ જશે! તે વખત જખમારીને રહેશો ને ઇશ્વરને તે વખત યાદ કરશો. ત્યારે પહેલેથી આ કામ કરો તો કેવું સારૂં.

કદી કહેશો કે સાજા છીએ તે વખત ધંધો કરી દ્રવ્ય મેળવ્યું હોય તો તે મંદવાડ વખત કામમાં આવે, ઉત્તર—અરે ભાઇ તમારૂં મેળવેલું તમારૂં રાખ્યું રહેતું હોતતો, તમારા ઇકોતેર પેહેડીના પુરૂષોયે હજાર હજાર રાખ્યા હોત તો આજ તમારી પાસે ઇકોતેર હજાર હોત. પણ તમારૂં કે તમારા વડીલોનું રાખ્યું કાંઇજ રહ્યું નથી ને રહેવાનું પણ નથી. એ ઇશ્વરને રાખેથી જ રહે છે ને રહેશે. માટે ઇશ્વર કૃપા પુર્ણ રીતે મેળવો.

ઘણાક માણસો એમ કહે છે કે પુરૂષાર્થ તેજ બળવાન છે. પણ પૂરૂષાર્થ શરીરે સાજા તાજા હોઇએ તો જ પુરૂષાર્થ થઇ શકે; તે સાજા તાજા રહેવું તે મનુષ્યના હાથમાં નથી. જો મનુષ્યના હાથમાં હોય તો કોઇને વૃદ્ધ થવાની ઇચ્છા નથી છતાં તે વૃદ્ધ થાય છે ને નારબળતાને પામે છે. ઘણાક એમ જાણે છે કે ઓષધ એટલે દવા વિગેરે કરતા રહીએ તો સાજા તાજા રહીએ. જો એમ સાજા તાજા રહેવાનું હોય તો સર્વને જુવાન રહેવાની ઇચ્છા છે. પણ તે કાંઇ બનતું નથી.

સંવત ૧૯૭૬ ના પોસ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૨૨ મી.

ગયા માસની ૨૧ મી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે સર્વને સાજા તાજા રહેવાની ઇચ્છા છે, પણ તેમાંનું કાંઇ બનતું નથી. આ વાતથી આડે આવનાર એમ કહે છે કે માપસર આહાર કરવો, માપસર ઉજાગરો કરવો, માપસર સંસાર ભોગવવો,

માપસર બોજો ઉંચકવો, માપસર દોડવું-બોલવું. એ રીતે માપસર કામ લેઇએ તો સાજા તાજા રહેવાય અને ધારીએ તેવું પુરૂષાર્થ થાય ને દ્રવ્યાદીકની પણ પ્રામી કરાય.

આ કહેનારનું કહેવું માઇકિપદ માટે પુરૂષાર્થને સારૂ કેહે છે. પણ તે ખોટું છે. જો તે ખરૂં હોય તો ગમે તેમ ખાનારા, ગમે તેટલો બોજો ઉચકનારા, ગમે તેટલું ચાલનારા, ગમે તેટલું બોલનારા કીયા વહેલા મરી ગયા ? ને માપસર કામ લેનારા કીયા સદા સાજા રહ્યા ને કેટલો લાંબો આયુષ્ય ભોગવ્યો. ના ના ખોટું છે. એતો પોતાના કર્મની ને ઇશ્વરનીજ ખુબી છે. માટે પોતાના ડહાપણની ને પોતાની ચાતુરાઇની મુમતાં મુકી દેઇ સત્કર્મ અને ઇશ્વરની ખુબી ઉપર ધોરણ રાખશો તેજ ખરૂ છે. જો માઇક સુખમાં પોતાનું કર્યું થતું હોય તો, કોઇને લુખુ ખાવાની ઇચ્છા નથી.

પુરી મેહેનત કર્યા છતાં પણ ખાવા મળતું નથી, તેવું કારણ શું ? ઘણાક એમ કહે છે કે મેહેનતથી તો નહી પણ વિદ્યાથી ને બુદ્ધિથી જેવું ધારે તેવું પ્રામ કરી શકે છે. જો આ વાત સાચી હોય તો ઘણા ભણેલા અને બુદ્ધીશાળીયો ગાડા થઇ જાય છે. તે થાયજ નહી, કેટલાક વહેપારમા, નોકરીમા, કે મેહેનતમાં હોંશીઆર કેહેવાતા હતા, તેને કોઇને ક્ષય, કોઇને લકવો એટલે પક્ષાઘાતના વ્યાધી થયા ને એક એક કોડીના બની ગયા. માટે હે મનુષ્ય ભાઇઓ સદા સાજા તાજા રહીશું ને ધાર્યા કામ કરીશું એવું સમજાવનારના અને સમજનાર કેવળ અહંપદના ભરેલા અજ્ઞાન છે.

તેવા અજ્ઞાનતાથી છવાએલા ને છત જોઇ છકી ગયેલા રાજા રાવણ જેવો હોય તેમનાં વચન ઉપર કોઇ કાળે શ્રદ્ધા રાખવી નહી. જો શ્રદ્ધા રાખીએ તો ઇશ્વર વિમુખ નાસ્તીક થઇ જઇએ. માટે માઇક પુરૂષાર્થ કરવાથી માયા સુખ સીદ્ધ થતું નથી. પણ ઇશ્વરી પુરૂષાર્થ કરવાથી ઇશ્વરી પુરૂષાર્થ સીદ્ધ થઇ શકે છે કેમકે ઇશ્વરી પુરૂષાર્થ જ્ઞાનવાન ચૈતન્ય છે ને માઇક પુરૂષાર્થ જડ છે. તે જ્ઞાન ચૈતન્ય જડને વશ કરી પ્રામ કરવા માગે તે કોઇ કાળે બનેજ નહી. સ્વજાતી સ્વજાતીને પ્રામ કરી શકે પણ વિજાતીને પ્રામ કરી શકે નહી. એતો ખુબી ઇશ્વરનીજ પાસે રહેલી છે.

મનુષ્ય માત્રની ધારણા ખોટી છે ને ઇશ્વરની ધારણા સત્ય છે. માઇક સુખ અને દુઃખ પ્રામ થાય છે, તે પોતાના કર્મે કરીને થાય છે. જો મનુષ્ય સારી કરણી કરશે તો માઇક ને અમાઇક બેઉ સુખની પ્રામી કરી શકશે.

હવે સત્તરમી ચેતવણીમાં પરમેશ્વર નિરાકાર છે કે સાકાર છે ? તે વિષય ચાલતો હતો. તેમાં આત્મા તેજ પરમાત્મા છે તે સંબંધી વિષય લેવો પડેલો ને નિરાકાર સાકાર સંબંધી વાત બંધ રહીતી તે હવે વરણવીએ છીએ. તે ધ્યાન દઇને ઝીણી બુદ્ધીથી ન્યાય નિતી ને વિવેકવડે વિચારવા યોગ્ય છે.

જો સાકાર માનીએ તો નીરાકારના માનનારા સાકારવાળાને મુરખ કહે છે. ને નીરાકાર માનીએ તો સાકારવાળા નીરાકારવાળાને મુંઢ કહે છે. એ રીતે બેઉ મતવાળાના બોલવાથી એક મુરખ ને બીજો મુંઢ છે એમ બેઉના સીધાન્તથી સીદ્ધ થાય છે. તે વિશે દૃષ્ટાન્ત. યોગી વેશ ધારણ કરેલા ગુરૂ ચેલા એક ગામના શીમાડાના રસ્તે ધુણી લગાવી એક ઝાડ નીચે પડેલા. ત્યાથી નીત્યાન ચેલો ગામમાં આટો માગવા જતો હતો. તેવામાં એક ખેડુત જ્યાં ગુરૂનો વિશ્રામ હતો ત્યાં થઇને નીત્ય પોતાના ખેતરમાં જતો હતો.

તેને એક દહાડો ચેલો માગવા ગયેલો તે વખત ગુરૂએ પેલા ખેડુતને ઘેર જતી વખત બોલાવી કહ્યું કે અરે ભાઇ તુંમ ઇધરસે જાતે આતે હો પણ કોઇ દીન સીધાબીધા નાહીં દેતે હો. નીત્યાન હમારા ચેલા ભીક્ષા માગનેકુ બસ્તીમે જાતે હે. જબ હમ પ્રસાદ લેતે હે. તો કોઇ દીન તો તુમ સીધા દો ? હમ તેરી જય બોલેગે બીચારા ચેલાકું બોહોત કષ્ટી પડતી હે. તો એક દીન વિસામા પડે. એવાં ગુરૂ મહારાજનાં વચન સાંભળી પેલા ખેડુતે જોગીની પરીક્ષા જોવા કહ્યું કે મહારાજ એક દીન તમારા ચેલા કેહેતા હતા કે નીત્યાન હમ ભીક્ષા માગનેકુ જાતે હે પણ કોઇ દીન ગુરૂતો જાતા નાહી. એસા હમારા ગુરૂ બેલ જેસા હે.

એવા ખેડુતનાં વચન સાંભળી ગુરૂએ કહ્યું અરે ભાઇ એ હમારા ચેલા ગદ્ધા જેસા હે. એવાં વચન ગુરૂ માહારાજનાં સાંભળી ખેડુતે કહ્યું, અરે મહારાજ કાલે ચેલાને માગવા મોકલશો નહી. હું તમારા બેઉને માટે ખાવાનું લાવીશ. એમ કહી ખેડુત ગામ ભણી ચાલ્યો. એવામાં પેલા ગુરૂ મહારાજનો ચેલો ગામમાથી માગીને આવતા રસ્તામાં ખેડુતને મળ્યો. એટલે ખેડુતે કહ્યું, અરે મહારાજ નીત્યાન ભીક્ષા મંગનેકું તુમ જાતે હો, ને તુમારા ગુરૂતો જાતા નહી હે. તો બી આજ તુમારા ગુરૂને કહ્યા હમારા ચેલા હંમેશ ભીક્ષા મંગનેકું જાતા હે ઉસમેસે આતે આતે બોહોત દેર કરતા હે એસા હમારા ચેલા ગદ્ધા જેસા હે. એવાં ખેડુતના વચન સાંભળી ચેલાએ કહ્યું કે નીત્યાન ભીક્ષા લાકે ગુરૂકુ બેઠા ખીલાતે હે તોભી એસાઇ બોલતે હે. એ હમારા ગુરૂ બરોબર બેલ જેસા હે. એવું સાંભળી પેલા ખેડુતે કહ્યું મહારાજ કાલે માગવા જશો નહી, હું તમારા બેઉ માટે ખાવાનું લાવીશ એમ કહી ખેડુત ઘેર ગયો. ( અપુર્ણ. )

સંવત ૧૯૭૬ ના ફાગણ સુદી પુણિમા.

---

## ચેતવણી ૨૩ મી.

ગયા માસની બાવિસમી ચેતવણીના છેલ્લા ભાગના દ્રષ્ટાન્તમા ખેડુત કાલે ખાવાનું લાવીશ એમ કહી પોતાને ઘેર ગયો. એટલે સુધી કહી દ્રષ્ટાન્તને અપૂર્ણ મૂક્યું હતું. તે વાંચો. તે ખેડુત બીજે દીવસ સવારે પેલા જે માહાત્મા ગુરૂ ચેલાને ખાવાનું લાવીશ એમ કહ્યું હતું તેને માટે પોતે પોતાના ખોળામાં બશેર ડાંગેરના ફોતરાં લીધા ને એક બગલમાં જુવારના સાંઠાનો પુળો લેઇ પેલા ગુરૂ ચેલાને ત્યાં ગયો. તે વખત પેલા ગુરૂ ચેલા બેઉ પોતાના આસનપર પેલા ખેડુતની વાટ જોઇ બેશી રહ્યા હતા. એટલામાં પેલો ખેડુત ડાંગેરનાં ફોતરાં ને પુળો લેઇ બેઉ ગુરૂ ચેલા પાસે આવ્યો. એટલે ગુરૂ ચેલા બેઉ બોલ્યા, અરે ભગતજી હમારે માટે કુછ ખાનેકા લાયા. એટલે પેલા ખેડુતે પેલા ગુરૂના મોઢા આગળ જુઆરના સાંઠાનો પુળો મુક્યો ને ચેલાના મોઢા આગળ ડાંગેરનાં ફોતરાંની ઢગલી કરી. એટલે ગુરૂ ચેલા કહે અરે ભાઈ કયુ એસા કરતા હે ? એટલે ખેડુતે કહ્યું અરે માહારાજ કલ ગુરૂ માહારાજે કહ્યા અમારા ચેલા તો ગદ્ધા હે ઓર તુમારા ચેલાને કહ્યા હુમારા ગુરૂ તો બેલ હે. તો તમારા દોનુંકી બાત સુનકે તુમારે ખાનેકા બેલકું પુલા ઓર ગધેકું ફોતરે લાકે મેંને હાજર કર દીયા. તો અબ પ્રસાદ પા લો.

સીદ્ધાન્ત - ગુરૂએ ચેલાને ગધેડો ઠરાવ્યો, તો ચેલાએ ગુરૂને બેલ ઠરાવ્યો એ રીતે

એક દેશી જ્ઞાન છે ને એક દેશી બુદ્ધી છે, તેનાથી એ કામ સાધે બને નહી પણ જેને સર્વ દેશી જ્ઞાન અને સર્વ દેશી બુદ્ધી છે તેનાથી તે બેઉ કામ સાધે બને છે.

દ્રશ્ટાન્ત જેમ મદારી દોર પર ચઢીને રમત રમી દેખાડે છે, તે મદારીની દ્રષ્ટિ એટલે નજર દોર પરજ રેહે છે. ને જો તે દોરપર નજર ન રાખે તો જરૂર નીચે પડી જાય. પણ તેની નજર દોરપર રેહે છે ને લક્ષ ભીખ માગવામાં રેહે છે તેથી તે દોરપર નજર રાખીને દોરપર ઉભો ઉભો એમ બોલે છે કે અરે કોઇ દાતાર શેલુ આપે પાઘડી આપે કોઇ લુગડું આપે પૈસો આપે કે બટકુ રોટલો આપે એવો એવો લક્ષ માગી ખાવામાં રહે છે પણ નજર દોરપર રાખીને બોલે છે તેમ સર્વ દેશી જ્ઞાતવાને કે સર્વ દેશી બુદ્ધીવાને સંસારના લૌકીક વ્યવહાર ઉપર નજર રાખીને અને અલૌકીક ઉપર લક્ષ રાખીને આ સંસાર ન્યાય નિતીને વિવેકસર ભોગવવો. જેમ રામચંદ્રજીએ તથા શ્રીકૃષ્ણ પ્રભુએ તથા જનક વિદેહી વિગેરે જ્ઞાનવાન પુરૂશોએ સંસાર ભોગવ્યો તેમ ભોગવવો. વળી જેમ બતત્રીસ દાંત માહા કઠીણમાં કઠીણ તેવા વચમાં માહા સુંવાળામા સુંવાળી જીભ્યા રહી છે. ને તે જીભ દાંતની વચમાં ફરે છે ને જે દાંતનું ચાવણ આવેલું તેનો સ્વાદ પોતે લે છે પણ તે દાંતની વચમાં ચગદાતી નથી. તેમ આ સંસારના રમણું જમવું બોલવું બેસવું ઉઠવું ગ્રહસ્થાશ્રમ ભોગવવો પણ દાંતરૂપી સંસારમાં ચગદાઇ મરવું નહી.

કદી કોઇ એવી શંકા કરે કે અલૌકીકમાં લક્ષ રાખી અભાવે સંસાર ભોગવીએ તો જગત એમ કહે કે જુઓ આ સંસાર સ્ત્રી પુત્ર નાત જાત ધંધો રોજગાર કરે છે ને ભગતપણું દેખાડે છે.

ઉત્તર—જુઓ ભાઇ એમ કેહેનારા કહે તેમાં આપણને શું એતો આપણું પાપ ધોવાય છે. માટે સંસાર ઉપર નજર પુરેપુરી રાખવી જો ન રાખીએ તો જેમ મદારી દોર ઉપરથી નીચે પડે તેમ આપણ મોક્ષ મારગથી નીચે પડીએ માટે સંસારમાં નજર રાખીને મોક્ષપદમાં લક્ષ રાખવો. જો ઇશ્વર વીમુખ જ્યુ થશે અથવા ઇશ્વર વીમુખ રહે તેને કરમે લક્ષચોરાશી લાગેલીજ છે.

ઘણાક સદમારગે ચઢેલા હોય છે તેને માયા ભુલો પાડી કમારગે ચઢાવે છે. તે વિશે કોઇ મહાત્માએ કહ્યું છે કે.

જીસકે પર શીરામકી રૂઠે, સોઇપ સત્સંગ સેં છુટે;
માહી એહ કરત ખર સ્વારી, લક્ષ ચોરાશી ફીઓ ત્યારી;
સદ મારગ ચડી પાછો પડે, અખા પુરવનું પાપજ નડે;
સદબોધ સદગુણે વસે, નીરભાગી વશીને ખસે.

હે ધર્મ બંધુઓ આ કળીયુગમાં તમોગુણી માયા છે તે કળીયુગની ઉસ્કેરણીથી ધર્મ મારગે ચઢેલા જીવોને ભમાવિ માયાના મોહ મારગે દોરે છે. માટે ચેતતા રહો. ધર્મ સંબંધી વારતા સાંભળશો તે વખત પ્રેમ થશે. પણ વડી કેડે ધર્મ સંબંધી વારતાનો સત્સંગ કરવામાં આળસ પેશી જશે, એટલે ધર્મ ઉપરથી પ્રીતી ઉઠી જશે અને માયીક વ્યવહારમા લક્ષાર્થ લાગશે, એવી માયા પ્રબળ છે. તે માયા કોઇની સાથે ગઇ નથી જતી નથી ને જશે નહી. જુઓ કે શરીરના સુખને સારૂ વસ્ત્રાભુષણ ઘર બહાર સ્ત્રી પુત્ર પરીવારની પ્રાપ્તી ઇછીએ છીએ પણ તે પ્રાપ્ત થયેલું આ જીવાત્માના કાંઇજ કામમાં આવતુંનથી કેમકે

જે શરીરના સુખને સારૂં પ્રાપ્ત કરીએ છીએ તે શરીર તથા શરીરના સુખનાં પદારથો આત્માની સાથે આવતા જતાં નથી. છતાં સત્સંગ વિના શરીરના ને શરીરના પદાર્થોને ચાહ્ય છે. અને તેવી ચાહાના જીવ માત્ર રાખવાથી શરીરને પામે.છે. અને શરીરો પામવાથી આધી વ્યાધીને ઉપાધી એવા ત્રીતાપોને ભોગવે છે. માટે સંસારના વૈભવો ઉપર અભાવ રાખીને સંસાર ભોગવવો. પણ લક્ષાર્થ અલૌકીક ઉપર સદા રાખવો પણ તે લક્ષાર્થ સત્સંગ શરૂ રાખ્યા વિના કોઇ કાળે કાયમ રહેતો નથી. માટે જાગ્રત રહે અને આ અશાડ સુદી પુર્ણિમાએ ગુરૂ પુર્ણિમાનો બ્રહ્માનંદ કરો સર્વ કામ મુકી ફકત બ્રહ્માનંદમાંજ મસ્ત રહેવું.

સંવત ૧૯૭૯ ના અશાડ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૨૭ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહયું છે કે અલૌકીકમા જાગ્રત રહો, અલૌકીક એટલે આલોક વિનાની સદા સત્ય નીત્યને અવિચળ વસ્તુ જે છે તેનું ચૈત્વન કરતા રહો એવો બોધ કરેલો છે શાથી કે જીવ માત્રને સદા દુઃખની નીવરતી ને અખંડ સુખની પ્રાપ્તી જોઇએ છીએ. તે સુખ. સત્ય નિત્યને અવિચળમાજ છે. બીજે કોઇ સ્થળે નથી નથી ને નથી. આ સંસારના અલ્પ સુખને અને નાશવાન છે તેને અખંડ ને અવિચળ કરવા ચાહો છો. તે કોઈ કાળે અખંડ થવાનું નથી, તેનો નીત્યાન અનુભવ થાય છે. જેવો કે સવારે ખાધુ ને સાંજે ભુખ્યા થઇએ છીએ, તેમ આ નાશવાન સુખ છે તેને માટે મનુષ્યા દેહી જીવો રાતને દીવશ તેનું ચૈત્વન કરે છે. અને તે ચૈત્વનની સાથે હાથે પગે ને અંગે મેહેનત કરે છે તે અંગ મેહેનત અને ચૈત્વનની મેહેનત ધાર્યા પ્રમાણે કોઇની પુરી થતી નથી ને થશે પણ નહીં.

કદી કોઇની મેહેનત અને ચૈત્વન અડધુ પડધુ પુરણ થાય પણ તે પુરણ થયેલું સદા કાળ રહેતું નથી; કેમકે જે સંસાર સુખનું ચૈત્વન કરત્તાં થોડુ ઘણું પ્રાપ્ત થાય તો તે ભોગવવા રહે નહી. ચૈત્વન કરતો કરતોજ કાયા મુકી ચાલ્યો જાય છે. કાયા મુકી એટલે કાયાની પુંઠેની જે માયા તે ત્યાંજ પડી રહે છે.

કદી કોઇ કેહેશે કે માયા ત્યાંની ત્યાંજ પડી રેહે છે. તો તે માયા આપણ તો નહી ભોગવીએ પણ આપણો પરીવાર તો ભોગવશે ? ઉત્તર.

જો ભાઇ તું જાણે છે કે હું નહી ભોગવું પણ માહારો પરીવાર તો ભોગવશે ? ના ના તુ બીજે સ્થળે દેહ ધારણ કરીશ ત્યાં તે પરીવાર મહારો છે એમ તુ માનીશ ? અને તે પરીવાર તને માનશે ? ના ના. તે પરીવાર તારો નહી ને તું તેનો નહી. છતાં તે પરીવારને તું માહારો કહે છે તેજ તારૂ અજ્ઞાન અને તારી મુર્ખાઇ છે.

વળી જગતનું કહેવત એવું છે કે ભોગવે તે ભાગ્યશાળી. તે વચન તું પણ કબુલ કરે છે. માટે કહીએ છીએ કે તારો પરીવાર તાહારૂં મેળવેલું ભોગવે તેથી તે ભોગવનારા ભાગ્યશાળી ખરા, પણ તું તો નહીજ ? જવાબ ના. જો તું ભાગ્યશાળી નહી ત્યારે તું નીરભાગી ખરો કે નહી ? કેમકે તેં ભોગવ્યું નહી માટે તુ નીરભાગી નકકી થયો; ને તારા પરીવારે ભોગવ્યું તે ભોગવનાર ભાગ્યશાળી નકકી થયા. ને તું તો નીરભાગી જ કહેવાયો. જો તું પોતે નીરભાગી ખરો કે નહી ?

જે જીવડા ઉંદર ખોદે ને ભોરંગ ભોગવે, કીડી સાચે ને તેતર ખાય, એવું અનાદીથી કેહેવત છે છતાં તું કેમ ચેતતો નથી એટલે કેમ જાગ્રત રહેતો નથી માટે ચેતવણી આપીને જાગ્રત કરવાનું કારણ એ છે, કે માયાનો મોહ મુમતા ને મોટાઇથી શાન્ત થા ને શાન્તીથી જે સુખની પ્રાપ્તી થાય તે રૂડે પ્રકારે ભોગવીને આનંદ રહે.

જે વસ્તુ આપણી નથી તેના તાપથી તાપીને બળતા રેહેવું તેજ મુર્ખના લક્ષણ છે. હા અત્યારે દેખીનતુ સુખ દેખાય પણ તેજ દુઃખદાયક છે. જેમ વિશેશ ખાઇને પેટમા ઠાંસાઠાંસ ભર્યું હોય તો તેટલોજ અપચો થઇ અકળામણ થાય છે ને અકળામણ થવાથી દુઃખ જણાય છે, ને દુઃખ જણાયાથી ઘણીવાર જંગલ જવું પડે છે. તેમજ ઘણી માયા મેળવવાથી અજીરણરૂપી લોભ મોહ મદ મચ્છર મમતા ને મોહોટાઇનો રોગ ઉતપન થાય છે.

વળી જે ઘણું ખીલે છે તેજ ઘણું કરમાય છે. તેમજ જેનો ઉદય થાય તેનો અસ્ત પણ થાય છે. માટે કુડ કપટ છળપ્રપંચ વિશ્વાસઘાતનો ઉદ્યોગ મુકીને સંતોષથી શાન્તી રાખી નીવરતીને પામવું તે મનુષ્યનું લક્ષણ છે. મનુષ્ય લક્ષણ રાખી પરમેશ્વરનું પદ મેળવવા સત્સંગ વિગેરેમા સાવધ રહો.

સદા દુઃખની નીવરતીને અખંડ સુખની પ્રાપ્તી તે તો કોઇ કાળે આલોકમાં નથી. એતો અલોકીકમાંજ છે.

અલોકીકના જ્ઞાનમાં ને ધ્યાનમાં લાભ દેખાતો નથી તેથી જીવ માત્ર લોકીક લાભને ઇચ્છે છે. ને તેવું ઇચ્છવાથી લક્ષ ચોરાસીનો ભોક્તા થાય છે. અને લક્ષ ચોરાસીમાં જે દુઃખ છે, તે સમાન્ય કાંઇજ દુઃખ નથી. છતા ઉપરનો માયાનો દેખાવ દેખી અજ્ઞાનતાથી તેના ઉપર મોહ પામે છે.

મોહ ને લોભ રાખ્યા વિના જે સુખ યા લક્ષમી અથવા વૈભવ આવી મળે તે ભોગવવાથી પાપમાં લેપાતો નથી. માટે હે મનુષ્ય ભાઇઓ ચેતો ચેતો ને ચેતો. આ કાચી કાયાના વિશ્વાસે રેહશો તો ઘણા દુઃખી થશો. કારણ કે આ સંસારમા તો વેળા વેળાની છાંયડી છે. સદા કોઇ એક સ્થીતીમા રહ્યું નથી ને રેહેવાનું નથી માટે કોઇ ખીલી જશો નહી.

સંવત ૧૯૭૬ની સાલની ચેતવણીના ટપાલ ખરચના છ આના જેણે ન મોકલ્યા હોય તેણે મોકલી દેવા, જે ગામમાંથી ટપાલ ખરચ નહી આવે તેને મોકલાશે નહી.

સંવત ૧૯૭૬ ના પ્રથમ શ્રાવણ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૨૮ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે કે કાચી કાયાનો ભરૂંસા નહી રાખતા હાલ લૌકીક કમાણીમાં લક્ષ રાખો છો તેવોજ અલૌકીકની કમાણી કરો. કોઇ કહેશે અલૌકીક એટલે શું ? ઉત્તર. દ્રષ્ટિવડે એટલે આ ચર્મ ચક્ષુવડે જેટલું જોવામાં આવે છે તેટલું બધું લોકીક. અને જે જોવામાં નથી આવતું પણ જાણ્યામાં આવે છે તેટલું બધું અલોકીક છે. કોઇ કહેશે જોવામા નથી આવતું ને જાણ્યામાં આવે છે તે કીયું ? કાંઇ કહી બતાવશો ? ઉત્તર જેમ મરચું. સાકર. લીંબુ વિગેરે જોવામાં આવે છે પણ મરચાંની તીખાશ, સાકરનું ગળપણ, લીંબુની ખટાશ જોવામાં એટલે દેખવામા આવતી નથી પણ તે જાણવામાં આવે છે. એ રીતે જાણવાની વસ્તુ છે. કદી કોઇ કહેશે કે એવી

તેવી વસ્તુઓ તો આપણી જ્ઞાનેન્દ્રિયોને સ્પર્શ થવાથી તે જાણવામાં આવે છે, તેથી તે લૌકીક છે, કેમકે તે આ લોકમા ઇંદ્રીવડે અનુભવાય છે, માટે જે સ્પર્શવાળી વસ્તુ તે અલૌકીક કહેવાય નહી.

વ્યાસજી કહે છે જુઓ ભાઇઓ હાલ જેને તમે અનુભવી શકો છો તેનું વિવેચન કહી બતાવ્યું. હવે એનાથી ઝીણી બુદ્ધિવડે વિચારવું હોય તો સાભળો ને સમજો.

જુઓ ભાઇઓ આપણા શરીરમા જીવ છે, તે આપણે જાણીએ છીએ, તે જીવ કોઇ ઈંદ્રિના સ્પર્શથી જણાતો નથી. ઇંદ્રીઓને આપણ જાણીએ છીએ તેમ આ શરીરમાં સમજનાર દુઃખ સુખને જાણનાર એવા આપણ જીવાત્મા કાઇક છીએ. એવી જે જાણવાની વસ્તુ જીવાત્મા, તેવીજ વસ્તુ આ જગતના નિયંતા કોઇપણ છે. જેને કોઇ ઇશ્વર કહે છે કોઇ પરમેશ્વર કહે છે, કોઇ આત્મા કહે છે ને કોઇ પરમાત્મા કહે છે કોઇ બ્રહ્મ કહે છે ને કોઇ પુરણબ્રહ્મ કહે છે. તે જોવા જેવી વસ્તુ નથી, પણ જાણવા જેવી વસ્ત છે તે અલૌકિક કહેવાય છે માટે તે અલૌકિક વસ્તુને પામવાની કમાણી કરો તે કમાણી કર્યા વિના સદા દુઃખની નિવૃત્તિ ને અખંડ સુખની પ્રાપ્તિ જીવાત્માને થવાની હતી નથી ને નથી. કોઇ કહેશે જે અલૌકીક કહો છો તે અલૌકીકનુ જ્ઞાન અને ધ્યાન બરોબર મન શાન્તી પામે તેવું નીઃસંક એટલે સંશય વિનાનુ કોઇ ધર્માચાર્ય કે કોઇ મહાત્મા કે કોઇ વિદ્વાન કે કોઇ ભક્ત જન બતાવતા નથી.

ઉત્તર. જુઓ ભાઇઓ ધર્માચાર્ય કે મહાત્મા કે વિદ્વાન કે ભક્તજન, શુ તમારે ઘેર બતાવવા આવે ? તમો તેમને ત્યા જાઓ ને પુછો એટલે ને બતાવશે.

જીજ્ઞાસુ કહે છે, અમે ઘણે ઘણે ઠેકાણે ગયા, નમસ્કારો કર્યા ને પ્રશ્નો પુછ્યાં ત્યારે કોઇએ કહ્યું ભાઇ હજી તો તમારે ઘણીવાર છે. હજી તમે અધિકારી થયા નથી. કોઇએ કહ્યું ઘણા દિવસ અમારી પાસ આવી અમારૂં સેવન કરો તો તમારા મનનું સરવે સમાધાન થશે. તે ઉપરથી અમે પુછ્યુ કે કેટલા દીવસ આવીએ. ત્યારે કોઇએ કહ્યું બે વરસ પાચ વરસ અને દશ વરસ સેવા કરશો તો તમારૂં સમાધાન થશે ને વસ્તુ સમજાશે. એ રીતે અગસ્ત રૂષીના વાયદા કર્યા. કોઇએ કહ્યું છાનામાના રામ રામ કરો. કોઇએ કહ્યું એ તો ભમણા છે; કોઇએ કહ્યું વિદ્વત્તા મેળવો, કોઇએ કહ્યું ત્યાં તો મનવાણી પહોચતી જ નથી. કોઇએ કહ્યું જે તુ જાણવા માગે છે તે વસ્તુ વાણીમા આવતીજ નથી. એ પ્રમાણે જ્યાંથી ને ત્યાથી અનેક પ્રકારના ઉત્તરો મળ્યા એટલે અમારે શુ કરવું. વ્યાસજી કહે છે એવા ઉત્તરો આપનારને સત્ય વસ્તુનું જ્ઞાન હશેજ નહી, જો તે જ્ઞાન હોય તો લાબા દીવસનો વાયદો કરેજ નહી.

સત્ય વસ્તુનું જ્ઞાન સુર્ય સમક્ષ સાત દીવસ સત્સંગ કરે તો તે જ્ઞાન નીરશંક થયા વિના રહેજ નહી. તેમ આ કળીયુગમાં શ્રદ્ધાપુર્વક એકાગ્ર ચિતે ધ્યાન કરે તો સત્ય વસ્તુનાં દર્શન થયા વિના રહેતાં નથી. પણ જે મનુષ્ય એમ જાણે છે કે આ વાત સાચી હશે કે નહી તેની અજમાયશ કરી જોઇએ. એવી અજમાયશના હેતુથી ધ્યાન કરે છે તેને તે સત્ય વસ્તુ પ્રાપ્ત થતી નથી. કેમકે તેનો અજમાયશ કરવાનો હેતુ છે. પ્રાપ્ત કરવાનો હેતુ નથી માટે પ્રાપ્ત થતી નથી. એ તો શુદ્ધ પ્રાપ્તિનો હેતુ હોવો જોઇએ.

હાલ આ કળીયુગમા પાચ પંથ ઉત્તમ હીન્દુ ધર્મમાં ચાલે છે. એક શીવ સંપ્રદાય

બીજો શક્તિ સંપ્રદાય ત્રીજો વિષ્ણુ સંપ્રદાય ચોથો અદ્વૈત સંપ્રદાય પાંચમો નાસ્તીક સંપ્રદાય. તે પાંચે પંથમા પાંચે પંથવાળા પોતપોતાના પંથનું નંદન કરે છે. વંદન કરતા નથી અને નીંદા કરીને કહે છે કે વંદન કરીએ છીએ. એવા અજ્ઞાનથી છવાએલા પોતપોતાના બોલ્યાનુ ભાન પોતાને નથી. અજ્ઞાનતાથી પોતાના ઇષ્ટ દેવના છીદ્રા શોધીને ગર્ભિત મેહેણા મારે છે, જેવા કે શીવ સંપ્રદાયવાળા શીવનું લીંગ અને પાર્વતીની યોની પુજીએ છીએ, અને શીવાલયમા યોનીનો ને લીંગનો સંયોગ સ્થાપીત કરેલો છે એમ કહે છે, એવી નીરલજ વાતો કરે છે; એ તે વંદન કે નંદન ? શક્તી સંપ્રદાયવાળા શક્તીનું નંદન કરે છે, જેવું કે શક્તિ બકરાનું ને પાડાનું બક્ષ કરે છે ને મધપાન કરે છે, એમ શક્તિને માસાહારી ને જીવહત્યારી ઠરાવે છે એ તે વંદન કે નંદન ? વિષ્ણુ સંપ્રદાયવાળા કહે છે કે શ્રીકૃષ્ણ ગોપીકાઓને સાથે રંગે રમ્યા, એટલે છીનાળું કર્યું, અને ગોપીના ઘરોમા પેસીને છાનામાના માખણ ચોરી ખાધા એટલે ચોરીયો કરી, એ તે વંદન કે નંદન ? અદ્વૈત સંપ્રદાય વાળા કહે છે કે આપણ પોતેજ ઇશ્વર છીએ બીજો ઇશ્વર છે જ નહી, એ તે ઇશ્વરનું વંદન કે નંદન ? નાસ્તીક સંપ્રદાયવાળા કહે છે કે હશે કે કંઇ ઇશ્વર છેજ નહિ. પંચભુત જ છે, અને ઇશ્વર નામજ ખોટુ ને કલ્પીત છે, એ તે વંદન કે નંદન ?

એ રીતે પાંચે પંથવાળા પોતાના ઇષ્ટ દેવ છે તેનું નંદન કરે છે. ત્રણ સંપ્રદાયવાળા પોતાના માનેલા ઇષ્ટના છીદ્રો શોધી કહાડીને મીઠા મેહેણાં મારે છે. ને બીજા બે સંપ્રદાયવાળા મેહેણા મારતા નથી પણ ઇષ્ટ દેવોને સમુળગા ઉડાવીજ દે છે. એ રીતના કળીયુગના પ્રવાહે કરીને જગતના જીવો હળાહળ અજ્ઞાનથી છવાઇ ગયા છે. અપુર્ણ.

સંવત ૧૯૭૬ ના શ્રાવણ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૨૯ મી.

ગયા માસની ચેતવણીના છેલા ભાગમા એમ કહ્યું છે કે જે હાલ પાંચ સંપ્રદાયવાળા કળીયુગના પ્રવાહે કરીને અવળી ભક્તી કરે છે. એટલે જે ઇશ્વરોના મહિમા અને કીરતી છે તેને લાંછન મુકીને ભક્તીને બદલે ભાગ્તી કરે છે. તેથી ઇશ્વરોની ભાગ્તી કરવાથી આ જગત ઉપર જગતની નાગ્તી થાય છે. જુઓ કે દીવશે દીવશે મેઘરાજા જોઇતા વરસતા નથી. જ્યાંને ત્યાં ખંડીત જળવૃષ્ટી થાય છે. અને અનંત તરેહના રોગ દોગ ને આધી વ્યાધી ને ઉપાધીયો ઉભી થાય છે. માટે હે મનુશ ભાઇઓ તમારી અવળી ભગ્તી મુકી દોને સવળી ભગ્તી કરો. તેમ સવળી વાણી બોલતા શીખો. હે અજ્ઞાનથી છવાએલા મનુશ ભાઇઓ તમે ભગતપણું દેખાડવા એમ કહો છો કે અમે તો ઇશ્વરોને લાડ લડાવિએ છીએ. એવી તમારી વાણી જોઇ જ્ઞાનવાનોને તો હસવું આવે છે. કેમકે તમો ઇશ્વરથી મોહોટા છો, તેમ ઇશ્વર કરતા બહુ શક્તીવાળા છો, તેમ ઇશ્વર કરતા અતી લક્ષમીવાળા છો, ઇશ્વર કરતા વરડા છો, તેથી તમો ઇશ્વરને લાડ લડાવો છો. વાહરે વાહ તમારા વિના ઇશ્વરને કોણ લાડ લડાવે. જેમ માબાપ બાળકને લાડ લડાવે છે, તેમ તમે લાડ લડાવો છો. વળી જેમ માબાપ બાળકના મોઢા આગળ રમકડા તથા સાંટકાબાજી મુકીને રમાડે છે તેમ તેમને રમાડો છો. તે તમારા જેવા માબાપ વિના કોણ રમકડા રમાડે. વળી ઇશ્વરની વરસગાંઠને દીવશે પારણામાં પોઢાડો છો ને જેમ બાળકને હીંચોળીએ તેમ હીંચોળો છો. વાહરે વાહ ભાઇઓ તમારી ભક્તીને ધન્ય છે. કેમકે તમે ઇશ્વર કરતા

ઘરડાં ને જુના છો, અને ઇશ્વર તો તમારા કરતાં નાહાના ને નવા છે. તેથી તમો એવાં લાડ ન લડાવો તો કોણ લાડ લડાવે? કાંક તો વિચારો હાથે કરીને ઇશ્વરનો મહીમા અને ઇશ્વરની અપકીરતી કરીને ઇશ્વરની નીંદા કરાવો છો. કેમકે ઉપર કહ્યા પ્રમાણેની ભગ્તી કરીને અને ન કરવાનાં કામ કરીને નાસ્તીક લોકો પાસે પોતાના ઇષ્ટદેવોની નીંદા કરાવો છો ને તમે પણ મીઠી નીંદાજ કરો છો. તેથીજ આ જળવષ્ટી થતી નથી. ને જગત પીડાય છે.

ધર્મના આચાર્યો કળયુગના આવણમાં આવી જઇ તમને અવળો ઉદેશ કરે છે, તમોને ઇશ્વરે બુદ્ધી આપી છે. છતાં તે બુદ્ધીનો સવળો ઉપયોગ કરતા નથી ને અવળો ઉપયોગ કરો છો. તેમાં તમારી કસુર નથી એ તો કળીયુગની ને કળીયુગના આચાર્યોની કારીગરી છે. કેમકે કળયુગે રાજા પરીક્ષતને કહ્યું છે કે માહારા પગ અવળા છે તેથી હું સર્વ જીવોને અવળા મારગેજ ચઢાવીશ ને અવળુજ ધર્મ કરાવીશ. તેથી અવળા ધર્મ અવળાં કર્મ ને અવળી વાણી ધર્માચાર્યોનાને તમારા મુખમાથી નીકળે છે. તેથીજ તમો સર્વ એમ કહો છો કે અમો ઇશ્વરને લાડ લડાવીએ છીએ. વાહરે વાહ ભાઇઓ તમારા વિના કોણ લાડ લડાવે. વળી માબાપ છોકરાને પરણાવે છે. કાઇ છોકરા માબાપને પરણાવતાં નથી. એ વાત સરવે જાણો છો અને તેમજ સર્વને કરતા જુઓ છો ને તેમજ પોતે પોતાને ઘેર કરો છો છતાં ઇશ્વરને તમો માતા પીતા કહો છો તેમ માતા પીતા માનો છો. છતાં તેમને તમે સપુત પુત્ર નીકળ્યા છો તે પોતાની માને અને પોતાના બાપને પરણાવો છો. વાહરે વાહ ભાવિક ભગ્તો તમારા ભાવને ધન્ય છે. જે તુળશી પોતાની મા અને ભગવાન પોતાના બાપ તેમને તમો વિના વરઘોડા ચઢાવી વાજતે ગાજતે કોણ પરણાવે ને તમ જેવા તુળશી માતાના બાપા થઇને કોણ કન્યાદાન દે? વળી કોઇ એક જણે પ્રથમ તુળશી પરણાવ્યાં તે તુળશીની માંજરો ગરીને બીજી તુળશીઓ ઉગે છે તે તુળશી માતાની દીકરીયો થઇ તેને કોઇ બીજો ભગ્ત ભગવાનની સાથે પરણાવે છે. એ તે શું બાપ દીકરીને પરણાવો છો કે શું કરો છો. આતે ધર્મ કરો છો કે અધર્મ કરો છો. અરે ધર્મ બંધુઓ કાંક વિચાર કરીને કરો. આપણા બાપની હલકાઇ આપણેજ પાડીએ છીએ. ને તેવી હલકાઇ પાડવાથી નાસ્તીક લોકો આપણા બાપ જે ઇશ્વર તેની નીંદા કરે છે. એટલે તે નીંદા કરતા નથી આપણેજ નીંદા કરાવીએ છીએ.

આપણેજ નીંદીત કર્મ ધર્મ કરી દેખાડીએ છીએ એટલે તે નીંદા કરે તેમાં નવાઇ શું. માટે કેહેવાનું કે આપણ અવળા કર્મ ને અવળા ધર્મની કરણીઓ મુકી દો તો આ જગતની આબાદી રહે.

ઇશ્વર છે તે આપણા વડીલ છે. આપણા કરતાં અતી ધનવાન છે. આપણા કરતાં અતી જ્ઞાનવાન છે. આપણા કરતાં અતી સામર્થ છે. આપણા કરતાં સરવ વાતે પરીપુર્ણ છે. તેથી તે આપણને લાડ લડાવે છે. તેને બદલે આપણે ઇશ્વર કરતાં સર્વે વાતે સંપુર્ણ નહી છતાં એમ કહીએ છીએ કે અમે ઇશ્વરને લાડ લડાવીએ છીએ. આ તમારી મોહોટાઇની ને ખોટી ફુલાશોની વાણી મુકી દો તો કાંક જગતનું ભલુ થાય. જો ભલુ ઇચ્છતા હો તો જ્ઞાનવાનનો સંગ કરીને જ્ઞાન મેળવો, તોજ સવળુ સમજાશે ને સવળાં ધર્મ કર્મ થશે. સંવત ૧૯૭૬ ના ભાદરવા સુદી પુર્ણિમા.

# ચેતવણી ૩૦ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે કે ઇશ્વર છે તે આપણા વડીલ છે, આપણા કરતાં અતિ ધનવાન છે, આપણા કરતાં અતી જ્ઞાનવાન છે. આપણા કરતાં અતી સામર્થ છે, આપણા કરતા ઘરડા ને જુના છે. તે ઇશ્વરની સત્તાવડે સૂર્ય ચંદ્ર પ્રકાશ આપે છે. તેમ મેઘરાજાની જળવૃષ્ટિ થાય છે, તેથી અન્ન ફળ વિગેરે ઉત્પન્ન થાય છે ને તે અન્ન ફળવડે આપણા સર્વેનું પોષણ થાય છે, તેમ કપાસ વિગેરેથી આપણને વસ્ત્રો પહેરવાનાં કરી આપ્યાં છે. એ રીતે આપણા સુખને માટે ઇશ્વરે અનંત સામગ્રી કરી છે ને તે વડે આપણ સુખ ચેન ભોગવીએ છીએ. તે ઇશ્વર આપણને લાડ લડાવે છે. આપણ તે ઇશ્વરના બાળબચ્ચા છીએ. છતાં આપણ તેમની આગળ ઘરડાપો લઇ તેમને લાડ લડાવીએ છીએ. એવું કહેવું અથવા બોલવું તેજ હળહળતો અધર્મ છે, અને તેવા અધર્મને લીધેજ જળવૃષ્ટિ ખંડિત ખંડિત થાય છે. તેમ અનંત તરેહના રોગ દોગ ને વ્યાધીયો ઘેરે ઘેર પસરી રહી છે, તેમ તેમ તે અધર્મનો બોજો રાજાને અને રૈયતને પીડે છે. માટે હે ખોટા ભગ્તો ખોટું ભગ્તાણું બંધ કરો ને સારા વિજ્ઞાની પુરૂષોની સાથે સત્સંગ કરીને પ્રથમ જ્ઞાન મેળવો, તે પછી નામ ભક્તિ કરો. આ તો ફક્ત સમજ્યા વિના ને જ્ઞાન મેળવ્યા વિના નામ દેવુ છે, ને તે નામને માથે ખોટાં ખોટાં કલંક મુકવા છે, તેમ તે નામનું વગોણુ કરવું છે ને તે નામના નામીની મશ્કરીયો કરવી છે. શું એ તે ભગ્તી કરો છો ? ના ના એ તો ભાગ્તી કરો છો અરે ઢોંગી ભગ્તો, શું તમે ઇશ્વરના વડીલ છો કે જે શ્રીકૃષ્ણ પ્રભુ આપણા માતા પીતા તેને જન્માઅષ્ટમીને દિવસે પારણામાં સુઆડીને અને દોરડી ખેંચીને હીચોળો છો. શુ તે વર્ષો વર્ષ જન્મ ધરતા હશે ? અરે અજ્ઞાનીયો એ તો શ્રી કૃષ્ણ પ્રભુની વરસગાંઠ છે. તે દીવસ આનંદ ઓચ્છવ કરવો જોઇએ. પણ પારણામાં પ્રભુને પોરાઢવા ને હીંચોળવા એતે શું ન્યાય રીતે કરો છો ? ના ના એ તો અન્યાય જ કરો છો. કેમકે આપણ તેમના વડીલ નથી. તેમ તેમનાથી જુના નથી તેમ તેમનાથી ઘરડા નથી. છતા આ પાખંડ અને ઢોંગ કરી આપણા પ્રભુની દુષ્ટજનો પાસે મશ્કરીયો કેમ કરાવો છો. અરે ધર્માસ્તીક બંધુઓ તમને જરાએ વિવેક વિચાર નહી સુજતો હોય; કદી કહેશો કે જે દીવસ શ્રીકૃષ્ણ પ્રભુનો જન્મ હતો તે દીવસે નંદ યશોદાજીએ જે પ્રમાણે કર્યું હતું તે પ્રમાણે તેમની લીલા કરી બતાવીએ છીએ.

જવાબ જુઓ ભાઇઓ, તેમ કરતા હો તો પણ ખોટું છે જો તેમ કરતા હો તો કોઇ મનુષ્યનું નાનું બાળક લાવી તેને પારણામાં પોઢાડો. પણ તમો તો સાક્ષાત શ્રીકૃષ્ણ પ્રભુની મુરતી જેને તમે સાક્ષાત ભગવાન માનો છો તેને પારણામાં પોઢાડો છો. અને ને પ્રભુને હીંચોળો છો, છતા યુક્તિથી બોલવા જાઓ એજ તમો અન્યાયી છો.

સાક્ષાત શ્રીકૃષ્ણ પ્રભુ તેમની કદમ લીલા કરી બતાવો છો ને એમ કહો છો કે જમુનાજીમાં ગોપીકાઓ નગ્ન નાહાતી હતી. શું આ વાત સાચી છે ? ના ના સ્ત્રી માત્ર પોતાના ઘરમાંજ નગ્ન નાહાતી નથી. તો શું તે ગોપીયો જુમનાજીના ઘાટ ઉપર હજારો માણસ જાય આવે તેવે ઠેકાણે નગ્ન નાહાતી હશે ? ના ના નગ્ન નાહાતી હતી તે વાત ખોટી છે. ગોપીકાઓ જમુનાજીના ઘાટ ઉપર નાહાતી હતી, તેમનાં વસ્ત્રો લેઇ શ્રીકૃષ્ણ પ્રભુ કદમના વૃક્ષ ઉપર ચઢી ગયા હતા તે બધી વાત ખરી છે. પણ ગોપીકાઓ નાહ્યા પછી પહેરવાને

સારૂ કોરાં વસ્ત્રો લાવેલી તે જમુનાજીના ત્રટ ઉપર સુધી પલાળવાનાં પહેરેલાં વસ્ત્રો સહીત જમુનાજીમાં નાહાવા પડેલી અને જે કોરાં વસ્ત્રો ત્રટ ઉપર મુકેલાં તે લઈને કૃષ્ણ પ્રભુ કદમ ઉપર ચઢી ગયેલા. તે પછી ગોપીયો નાહીને નીકળવાના સમયમાં કીનારે મુકેલાં પોતાનાં વસ્ત્રો સામી દ્રષ્ટિ કરી ત્યારે વસ્ત્રો લેઇ કદમ ઉપર ચઢી ગયેલા શ્રીકૃષ્ણને દીઠા તેથી તે ગોપીકાઓ ચિન્તાતુર થઈને ટાઢથી ધ્રુજતી ધ્રુજતી બે હાથ જોડી શ્રી કૃષ્ણ કને પોતાના વસ્ત્રો માગતી હતી. એ રીતે બનેલું તેને બદલે અજ્ઞાની વિદ્વાનોએ ને અજ્ઞાની આચાર્યોએ અજ્ઞાનતાથી અને વિભળ વૃત્તિથી નગ્ન વાત ઉભી કરી, તેવી વાત સાંભળીને ચીતારાઓએ નગ્ન ચીત્રો ચીતર્યા. એ રીતે ધર્મમાં ધરભેળ ચાલ્યું છે. તે ઉપરથી કોઈ ડાહ્યા કવિએ એક દોહરો લખ્યો છે તે નીચે પ્રમાણે.

કવિ ચિતારો પારધી, વળી વિશેકે ભાટ;
એટલા નર્કે સધારીયા, યમ દેખાડે વાટ.

અર્થ અજ્ઞાનથી જે કવિ કથન કરે, તેમ કાને સાભળીને અજ્ઞાનથી ચીતારો ચીત્ર ચીતરે, અને પારધી જીવ હિંસા કરે એટલા નર્કે ગયા છે. ને નર્કે જવાની વાટ એટલે રસ્તો યમ કીંકરે બતાવ્યો છે. માટે હે ધર્માસ્તીક બંધુઓ અજ્ઞાનીઓનું કહેલું લખેલું વાંચેલું ને સાભળેલું સત્ય માને છે તે કેવળ અજ્ઞાન છે. તેવા અજ્ઞાની જીવો ગમે તેટલી ભગ્તી કરે પણ જ્ઞાન વિના કોઇ કાળે કલ્યાણ થતુ નથી તેમ થવાનું નથી. તેથી શ્રી કૃષ્ણ પ્રભુએ ગીતાજીના ચોથા અધ્યાયના તેતરીસમા શ્લોકથી માંડીને બેતાળીસમા શ્લોક સુધી જ્ઞાનને માટે અરજુનને ઉપદેશ કરેલો છે. અને જ્ઞાન વિના જે જે ધર્મ કર્મ કરો છો તે તમામ અવળાં જ થાય છે ને અવળુંજ બોલાય છે. માટે જ્ઞાનીજનની સાથે સત્સંગ કરી જ્ઞાન પ્રાપ્ત કરો.

જ્ઞાન વિના નામી ભગ્તનું કોઇ કાળે કલ્યાણ થતુંજ નથી નથી ને નથી.
સંવત ૧૯૭૬ ના આસો સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૩૧ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે કે જ્ઞાન વિના કોઇ કાળે કલ્યાણ થવાનું નથી નથી ને નથી.

છતાં હાલના જુઠા ભગ્તો પોતાના સુખને માટે વિશ્વાસ બેસાડવા અને ગરીબોનું દ્રવ્ય હરવા ધનવાન લોકો અજ્ઞાની ઢોગીયોને મહાત્મા બનાવી તેની સેવામાં રહી પોતાનું ભગતપણુ જગતને દેખાડે છે, ને અજ્ઞાની ઢોંગી બનાવટી મહાત્માનો મહીમા વધારે છે, એટલે બનાવટી મહાત્મા ઢોગી ભગ્તોનો મહીમા વધારે છે. ને એમ કહે કે ફલાણા શેઠ બહુજ ધર્મિષ્ટ અને દયાળુ છે, અને ધર્મચુસ્ત ને પ્રમાણીક ઘણાજ સારા છે.

એ રીતે ઢોંગી માહાત્મા એવાં એવાં વખાણ કરીને શેઠનો વિશ્વાસ બીજા સાધારણ સ્થિતીના ને ગરીબ સ્થિતિના લોકોને બેસાડે છે એટલે સાધારણ સ્થિતિના ને ગરીબ સ્થિતિના લોકો તે શેઠને ત્યા પોતાનાં નાંણાં જમે કરાવે છે. વળી ઘણાક તો તે શેઠને ટ્રસ્ટી કરે છે. પછી તે શેઠ ગરીબોને ગોળને પાણી નવરાવે છે. ને ટ્રસ્ટી બનીને મીલકતના વારસોને પુરણ કરી પાડે છે ને જેતું હોય તેનું હોઇઆં કરે છે, એ રીતે હાલના ધનવાન

લોકો ધર્મને નામે ધન મેળવી ઘોડાગાડીયો બગીઓ ને મોટરો દોડાવે છે. વળી ગરીબ લોકોની બુદ્ધિ પણ ગરીબ હોય છે. તેથી તે ગરીબો એમ બોલે છે કે ફલાણા માહાત્માને ત્યાં ફલાણા શેઠ, બધા જાય છે. માટે તે માહાત્મામાં કાંક દૈવત હશે ત્યારે એવા એવા શેઠીયા ત્યાં જતા હશે. એવા વિચાર કરીને ત્યાં ગરીબ લોકો ગરદન મરાય છે. તેમ તેમના બનાવેલા માહાત્મા પણ પોતાની પાસે પ્રાપ્ત થએલું ધન તે શેઠીયાને ત્યાંજ જમે કરાવે છે, પછી દાવ આવે તે વખત માહાત્માનું જમે આવેલું ધન તે પણ શેઠીયાજ જમી જાય છે એ રીતે આ કળીયુગના પ્રવાહે ધર્મનાં ધતિંગો ઉભાં કરી ધર્મના નામથી ધનમાં ધનનો વધારો કરે છે.

હાલના બનાવટી અજ્ઞાની માહાત્માઓ, જ્ઞાનનો ઘુંટડો પણ જાણતા નથી. જો કોઇ તે માહાત્માને ઇશ્વર સંબંધી કે ધર્મ સબંધી કાંઇ પ્રશ્ન પુછે તો તે માહાત્મા તથા ધુતારા ધનવાન એમ બોલે છે કે ભાઇ અમે તો કાંઇજ સમજતા નથી ને તમારાં પ્રશ્નો અમારે સાંભળવાં નથી, અમારે તો પ્રભુના નામની ભક્તિ કરવી છે. એમ કહીને લોકોને એવો આભાસ પાડે છે કે આ પ્રશ્નના પુછનાર આપણા માહાત્માના ઉપર અદેખાઇ કરી પુછવા આવ્યા છે. આ કેટલું બધુ કપટ છે ?

અજ્ઞાની માહાત્માની યુક્તિનું દ્રષ્ટાન્ત.

જંગલમાં એક વાઘ છ સાત દીવસનો ભુખ્યો હતો. તેને ભક્ષ મળ્યું નહોતું, એવામા એક ઝાડ ઉપર એક વાંદરો દીઠો, તે જોઇ વાઘે વિચાર કર્યો કે વાંદરો ઝાડપર છે. તે કેવી રીતે મારે હાથ આવે. એમ ધારતાં ધારતાં વિચાર આવ્યો કે આ જગત અંધશ્રદ્ધાળુ છે. તેથી ધર્મને નામે સરવે જીવ ધુતાય છે, માટે ધર્મના ચાળો કરૂં તો વાંદરો ઝાડપરથી નીચે ઉતરી મને પગે લાગવા આવે, એમ સમજી વાઘ ધીમે ધીમે વાદરો બેઠો છે. તે ઝાડની નીચે સરોવર હતું તેમાં નાહાવા ચાલ્યો, તે એવી રીતે કે વાઘને જ્યાં જ્યાં પગ મુકયો હોય ત્યાં ત્યાં પહેલી ફુંક મારીને કીડીગોને ઉરાડી મુકે તે પછી તે જગો ઉપર પગ મુકે, એ રીતે વાઘને જતાં જોયો, તે જોઇને વાંદરે વિચાર કર્યો કે અહો આ નીચે થઇને જાય છે તે વાઘની જાતી છે. એ જાત જીવ હીંસાનો કરનારો હોય છે. છતાં કીડી પણ ના મરે માટે પગ દે છે ત્યાં ફુંક મારી કીડીયોને ઉરાડી મુકે છે, કેમકે પગ નીચે કીડીયો ચગદાય નહી એમ સમજીને ફુંક મારી કીડીયોને ઉરાડી મુકીને પગ મુકે છે. અહો એવા પણ ભગત જગતમાં પડયા છે. એવો વિચાર પેલો વાંદરો કરે છે એટલામાં તે વાઘ સરોવર ઉપર જઇ સરોવરમાં પડી નાહ્યો અને સુર્યના સનમુખ ઉભો રહી પોતાનું ડોકું નીચું વાળી વાળીને સુર્યને એકસોને આઠ નમસ્કાર કર્યા, પછી પાછો પૃથ્વી ઉપર ફુંકી ફુંકીને પગ દેતો દેતો પાછો વળ્યો. એવા એના ધાર્મિક અને અહિંસક ચારીત્ર જોઇ વાંદરાને પુરણ શ્રદ્ધા બેઠી ને વાંદરાએ વિચાર કર્યો કે ઓહો આવા ભગતજનને ચરણે લાગ્યા હોઇએ તો જરૂર આપણું કલ્યાણ થાય, એમ ઉપરના ડોળ દેખીને વાદરો ઝાડની નીચે ઉતરી વાઘના મોઢા આગળ આવી પોતે નમસ્કાર કર્યા. એટલે વાઘે તરતજ ડોકી પકડી.

એ રીતે હાલના કપટી ને બનાવટી માહાત્માઓ તથા તેમને મદદ કરનારા ગરીઓ ને અહરથી જગતને ધર્મ જાળમાં ઝીકી ધનનો વધારો કરે છે. વળી હાલના બનાવટી માહા-

ત્માઓ પેલા કપટી વાઘની પેઠે કેહેડમાથી વાંકા વળી બે હાથ જોડી ધીમે ધીમે ચાલે તેમ ધીમે ધીમે બોલે ને નમ્રતા દેખાડે એટલે અજ્ઞાની મનુષ્યો એટલોજ સાર લે છે કે અહો કેટલી બધી નમ્રતા છે, એમ સમજે છે. પણ નમ્યા નમ્યામાં ફેર છે તે અજ્ઞાની માણસો જાણતા કે સમજતા નથી. તે વિષે એક દોહરો છે.

નમે નમે મેં ફેર હે, નહી નમે નાદાન;
દગા ખોર દોરા નમે, ચિત્તા ચોર કમાન.

એ રીતે કપટી ને બનાવટી માહાત્માઓ નમ્રતા બતાવી આ જગતને ધુતી ખાય છે અને તેવાને હાલના પ્રપંચી ગ્રહરથો મદદ આપે છે. કેમકે આ જગતનો ધારો છે કે ચોરની જોડે ચોરને બનાવ આવે. ગુણકા સાથે ગુણકાને બનાવ આવે. વ્યસનની સાથે વ્યસનીને બનાવ આવે. એ રીતે પ્રપંચીની સાથે પ્રપંચી સેવકોને અને પ્રપંચી સંતને બનાવ આવે છે.

એ પ્રકારે આ જગતમાં હાલ ચાલી રહ્યું છે માટે ચેતતા રહો.

સંવત ૧૯૭૭ ના કાર્તિક સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૩૨ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે કે હાલ કળયુગના પ્રવાહે ધર્મના ઢોંગી મહાત્માઓની સાથે ઢોંગી ભગ્તોને બનાવ આવે છે. તે વિશે કાંઈ શંકા કરવા જેવું નથી.

દેખાય છે કે હાથી ઘોડા ને બગીયોના બેસવાવાળા ધર્મ ગુરૂઓના સેવકો હાથી ઘોડાને બગીયો વાળાજ હશે. તેમ ગાંજા ખોરીયા સાધુઓના સેવકો ગાંજા ખોરીયાજ હશે. તેમજ વામ મારગી એટલે દારૂડીયાના વામ મારગી શેવકો દારૂડીયાજ હશે. એ રીતે ધર્મોમાં ઘણોજ વિકાર ઉત્પન્ન થયો છે. અને તેવો વિકાર ઉત્પન્ન થવાથી, જગત નિયંતાનો જગત ઉપર કટાક્ષ થવા લાગ્યો છે. અને કટાક્ષથીજ જળવૃષ્ટી સારી થતી નથી. તેમ રોગ દોગ દીવસે દીવસે નવા ઉત્પન થતા જાય છે. ને ઘેર ઘેર વ્હાલામા વ્હેર તેમ જ્યાંને ત્યાં દ્વેશ ને ક્લેશ ચાલ્યા કરે છે. તેમ ગરીબ કે ગ્રહસ્થ કોઇ પણ પૂર્ણ રીતે ખુશી ખુશાલીમાં નથી નથી ને નથી.

તેનું કારણ એજ છે કે ધર્મોમાંથી જ્ઞાનને ધ્યાન નાશ પામ્યું છે. ને ફક્ત જ્ઞાન ઉદ્યોગનું ને ધ્યાન ધનનું. આ ભુલ ધર્માચાર્યોની છે કેમકે ધર્માચાર્યોએ પોતાના અંગીભુત ભગ્તોને રાત દિવસ નિતીનો વૈરાગ્યનો ને શાન્તીનોજ ઉપદેશ કરવો. પણ ધંધા ધારીનો વિષય તો તેમની સાથે કાઢવોજ નહી. કદી અણધાર્યો નીકળે તો તે ટુંકામાં પતાવિ નાખવો એજ ધર્મના આચાર્યનું કર્તવ્ય છે. છતાં ધર્મના વિશયની વાતો મુકી દેઇને ધનની ને ધંધાનીજ વાતો કાઢે છે. તેથી દીવસે દીવસે ધર્મ કર્મનો નાશ થતો જાય છે. અને તે નાશ થવાથી જગતના જીવો દુખને પામે છે. તેમ ધર્મ ઉપરથી જગતના જીવોની શ્રદ્ધા ઉઠી જાય છે. જેમ હાલમાં બ્રાહ્મણોએ યજ્ઞો કરાવવાની યુક્તિ કાઢી છે. તેમાં એવી ચતુરાઇ થાય છે કે યજ્ઞને માટે જે દ્રવ્ય ઉત્પન્ન કરે છે તેમાંથી અડધો અડધ

ખરચે છે ને અડધુ પોતે લે છે. એ રીતે કેટલાક કપટના યજ્ઞ થાય છે. તેને ભોળા લોકો સમજતા નથી.

વળી ધર્મને નામે કપટ થાય છે તેમાં એવી યુક્તી છે કે નાહાતાં નાહાતા પેશાબ કરે તે પાણી ભેગો પેશાબ જાય તેને કોઈ જાણતા નથી તેમજ હાલના ઘણા ધર્માચાર્યો ધર્મને નામે ધન મેળવે છે. તેમા બીચારા ભોળા લોકો ઝપડાઇ જાય છે. માટે હે ધર્માચાર્યો જગતના ભોળા ભક્તોને ધર્મજાળમાં પકડવાના મુકી દો, તો આ જગત સુખી થાય. તમોને લોકો પોતાની શક્તી પ્રમાણે જે આપે તે લેઇને સંતોશ રહો. અને તેવા સંતોશથીજ ઇશ્વર તમારૂં ભલુ કરશે.

જુઓ ગોરખે એક દોહરો કહ્યો છે.

સ્હેજ આયાસો દુધ બરોબર, માંગ લીયાસો પાની;
ખેંચ લીયાસો રગદ બરોબર, ગોરખ બોલત બાની.

આ ઉપરથી સરવે ધર્માચાર્યોએ એવી રીતી રાખવી જોઇએ કે જે ભગ્ત પોતાની ખુશીથી પ્રેમ વડે જે આપે તે સુખરૂપે લેવું, પણ માગીને લેવું નહી.

કદી માગીને લેવા જેવું કાંઇ હોય તો તે જુજ પદારથ માગી લેવું, પણ ભગતજનને જે વસ્તુ વિના જરા પણ હરકત ન આવે તેવું માગવું. ને તે વસ્તુ તેને આપતા તેનું મન દુખાય તેવું માગવું નહી તેમ તેવું લેવું નહો. ત્રીજું ખેંચી તાણીને કે યુકતી યા પ્રપંચ કરીને લેવું નહી. છતા જે ધર્માચાર્ય માગીને કે ખેંચીને યુક્તિ વડે કે પ્રપંચ વડે લે છે તે રોમ રોમ નર્કના અધીકારી થાય છે. અને તેવું લીધેલું તે ધર્માચાર્યની સાથે જતુ નથી. ને તેથી સદા દુખના નીવરતીને અખંડ સુખની પ્રાપ્તી થતી નથી અને ઉલટું પોતે પાપ બાધીને સાથે લેઇ જાય છે. માટે ધર્માચાર્યો ભગ્તોને લુંટવાની ક્ષમા રાખો ને સરવે ઉપર દયા રાખી તેનું તેને ભોગવવા દો અને તેમાંથી તમો તમારા નીરવાહ પુરતું લ્યો તો તેમા તમને પાપ લાગશે નહી.

પોતાને જોઇએ ગાડીને ઘોડા.
શેવકને નથી રહેવા દેવો જોડો.

એવા નીરદય થશો. તો નરકે જશો માટે કહીએ છીએ કે સંતોશ ને શાન્તી રાખો.

એવાં વ્યાસજીનાં વચન સાભળી એક ધર્માચાર્ય કેહેવાતા માહાત્મા બોલ્યા, કે હે વ્યાસજી માહારાજ આ જગતમા સનાતન એટલે અનાદીનો ધર્મ કીયો હશે. જુઓ કે વૈષ્ણવિ સંપ્રદાયવાળા એમ કહે છે કે સનાતન ધર્મ અમારો છે. કેમકે સત્વગુણી વઇકુંઠવાશી વિષ્ણુદેવ અનાદીના છે તેથી તે સંપ્રદાય સનાતન છે. તેમ શીવ સંપ્રદાયના આચાર્યો એમ કેહે છે કે શીવ અજનમાના લોક છે માટે શીવ સંપ્રદાય સનાતન છે એટલે તે અનાદીનો છે. તેમજ શક્તી ધર્મવાળા કેહે છે કે આદ્ય શક્તી છે ને શક્તીથી શીવ, વિષ્ણુ ને બ્રહ્મા ઉત્પન્ન થયા છે. માટે તે આદ્ય શક્તીનો સંપ્રદાય અનાદીનો છે. તેથી તે ધર્મ સનાતન છે. એજ રીતે સર્વ ધર્મવાળા પોત પોતાના ધર્મને સનાતન કેહે છે. તેમ તમે કહો છો કે અમારો મોક્ષ મારગી ધર્મ છે તેજ અનાદીનો છે. ને તેજ સનાતન છે. આ બધી વાતમાં કેઇ વાત સાચી હશે. એવો પ્રષ્ણ મહાત્માએ કર્યો. એટલે વ્યાસજી તેનો ઉત્તર કરે છે.

સંવત ૧૯૭૭ ના માગશર સુદી પુર્ણિમા.

# ચેતવણી ૩૩ મી.

ગયા માસની બતરીસમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે કે સનાતન ધર્મ કીયો છે. એવો કોઇનો પ્રશ્ન થયો છે. તેનો ઉત્તર સાંભળો, ન્યાયથી જુઓ, પક્ષપાતથી જોશો તો નર્કના અધીકારી થશો.

જુઓ ભાઇ જે આદ્ય નારાયણ જેને માયા વ્યશીષ્ટ બ્રહ્મ કહીએ છીએ તે આદ્ય નારાયણની ઇચ્છાથી પ્રથમ ઇચ્છા શકતી ઉત્પન્ન થઇ. તે ઇચ્છા શકતી મુળ માયા. તે માયા ત્રીગુણી હતી. તેના ત્રણ ગુણથી ત્રણ દેવો ઉત્પન્ન થયા. તમો ગુણના શીવ, સત્વ ગુણના વિષ્ણુ ને રજોગુણના બ્રહ્મા. એ રીતે ત્રણ ગુણના ત્રણ દેવો એટલે ઇશ્વરો પ્રગટ થયા. તે પછી સૃષ્ટી થઇ ત્યારે સૃષ્ટીના કોઇ જીવે આદ્ય નારાયણનું ધ્યાન કરવા માંડ્યું, ને કોઇએ શકતીનું ધ્યાન કરવા માંડ્યું ને કોઇએ શીવનું ને કોઇએ વિષ્ણુનું ધ્યાન કરવા માંડ્યુ. પણ આદ્ય નારાયણ કોનું ધ્યાન કરતા? તેમ શકતી તથા શીવજી તપ કરતા તે કોનું તપ કરતા હતા? તેમ વિષ્ણુ દેવતા તથા બ્રહ્મા તે સર્વ સેવા પુજા ને જપ તપ કે ધ્યાન કરતા હતા? તે કોનું કરતા હતા? તેજ પેહેલું વિચારવાનું છે? તેમ સત્ય યુગમાં રામા અવતાર કે કૃષ્ણાવતાર નાહોતો તેવારે સત્યયુગના માણસો કોનું ધ્યાન ધરતા હતા. જો તેવારે જપ તપ ને ધ્યાન થતું ના હોય તો તે સત્યયુગ કેહેવાર નહી, તેમ સત્યયુગના સત્યવાદી લોક કેહેવાય નહી. માટે તે જપ તપને ધર્મ કર્મ ધ્યાન કરતા હતાજ.

તેમ ત્રેતામા રામા અવતારને દ્વાપરમા કૃષ્ણાવતાર થયો. તેવારે કેટલાક લોકે તેમનું ધ્યાન કરવા માંડ્યું. પણ રામ કૃષ્ણ ને માહાદેવ જે જપ તપ ધ્યાન કરતા હતા તે કોનું કરતા હતા. તેનો ઝીણી બુદ્ધી વડે વિચાર કરો.

જુઓ સત્યયુગના તથા ત્રેતાયુગના તથા દ્વાપરયુગના કોઇપણ જીવને લક્ષ ચોરાશી વ્હાલી હતી?

નાના નજ હોય. તેમ હાલ કળયુગના જીવોને પુછી જુઓ કે ભાઇ તમારે લક્ષ ચોરાશીમા પડવાની ઇચ્છા છે કે મોક્ષની ઇચ્છા છે? એ પ્રમાણે પુછશો તો કોઇ એમ નહી કહે કે અમને લક્ષ ચોરાશીમા પડવાની ઇચ્છા છે. એ તો સરવે એમજ કહેશે કે મોક્ષની ઇચ્છા છે. જુઓ ભાઇ કળયુગના જીવને મોક્ષની ઇચ્છા થાય છે તો સત્યયુગ ત્રેતાયુગને દ્વાપરયુગના જીવોને મોક્ષની ઇચ્છા કેમ નહી હોય? હોયજ. આ ઉપરથી એમ સીદ્ધ થાય છે કે અનાદીથી સર્વ જીવોને મોક્ષજ વ્હાલો છે. ને મોક્ષનીજ ઇચ્છા સરવે રાખતા ને હાલ પણ રાખે છે. તેથી એમ સીદ્ધ થયું કે મોક્ષ મારગ અનાદીનો છે. મોક્ષપદ અનાદીનું છે તો મોક્ષ મારગ પણ અનાદીનો હોવો જોઇએ.

આ ઉપરથી એમ સીદ્ધ થયું કે મોક્ષમારગ અનાદીનો છે. એટલે સનાતન છે. છતાં અજ્ઞાનીયો દેશીયો તે મારગને નવીન કહે છે. કારણ કે તેને મોક્ષપદનું જ્ઞાન નથી તેમ મોક્ષનું ધ્યાન નથી. કેમકે જ્ઞાન વિના ધ્યાન હોતું નથી. મોક્ષના મારગનું જ્ઞાન નથી તો મોક્ષ વસ્તુનું જ્ઞાન ક્યાંથીજ હોય? નજ હોય. મોક્ષપદ શાને કહેવાય તેજ જાણતા નથી. મોક્ષપદ છે. તે સદા દુઃખની નીવરતીને અખંડ સુખની પ્રાપ્તી એવું મોક્ષપદ છે. તેનો જેને અનુભવ થયો હોય તેજ તેને જાણે છે. તે વિના બીજો જાણતો નથી. જો બીજો જાણતો હોય તો મોક્ષમારગને નવિન કહેજ નહી. જે વીજે પોળીયા છેક વઇકુન્ઠ ગએલા તે પણ

પાછા અવનીમા આવ્યા છે. પણ મોક્ષપદ પામેલો કોઇ પાછો આવ્યો એવો કોઇપણ દાખલો નથી. જીગ્નાસુ કહે છે-હે માહારાજ મોક્ષમારગ અનાદીનો ચારે યુગથી છે તો આ કળીયુગનાં આશરે પાંચ હજારને સાતશો વર્ષ ગયાં હશે. ત્યાં સુધી કોઇએ કેમ પ્રસીદ્ધ કર્યો નહી. વ્યાસજી કહે છે-જો ભાઇ દ્વાપર ઉતરતાં ને કળીયુગ બેસતાં શ્રીકૃષ્ણ પ્રભુએ ઉધવજીને કહ્યું છે કે હે ઉધવ આ કળીયુગ બેઠો તેથી હવે સત્પુરૂષોએ આ અવનીમાં રહેવું ઠીક નથી. માટે તમો વિદુરજીને તથા મૈત્રી રૂશીને તથા સારાસારા જ્ઞાનવાન ભગ્તોને કહેજો કે હવે આ કળીયુગમાં રહેવું ઠીક નથી એવું શ્રીકૃષ્ણ પ્રભુએ કાહાવ્યું છે, એમ કહી તમો મૈત્રીરૂશી પાસે કે ગાધી રૂશી પાસે જ્ઞાન લઇ ધ્યાનીષ્ટ થઇ જજો. વળી માહારા પ્રીય ભગ્તો જે પાન્ડવ તેમને પણ મેં હીમાળે જવાની આગના કરી છે તેમજ ઘણા ભગ્તોને મેં કહ્યું છે. એમ કહી પોતે ભૌતીક દેહ મુક્યો તે પછી કેટલાક જ્ઞાની ને કેટલાક ધ્યાની અરન્યમાં જતા રહ્યા. એટલે જ્ઞાન ચરચા જગતમાં બંધ પડી. ને કેટલાક જ્ઞાની પુરૂશો રહ્યા હતા. તેમણે જ્ઞાન, ચરચા ચલાવવાની બંધ કરી. કળયુગ બેસતામાં જ કળયુગની હવા ઘણાક જીવોને લાગી ગઈ તેથી જ્ઞાન ચરચા ચલાવનારા પુરૂશે એ જ્ઞાન ચરચા ચલાવી નહી. તેથી જ્ઞાંતા પુરૂશો રહ્યા નહી એટલે કોઇને જ્ઞાન થયું નહી ને જ્ઞાન નહી થવાથી જે વસ્તુની ઓળખાણ થઇ નહી ને રહી નહી તેથી મોક્ષમારગ બંધ પડી ગયો હતો પણ મોક્ષ એટલો શબ્દ રહ્યો હતો. તે શબ્દ ઉપરથી ધેનું ધ્યાન ધરતાં પ્રેરક પ્રભુજીએ પ્રેરણા કરી જેનું ને ધેનું જ્ઞાન રદય સ્થાનમાં ઉપસ્થીત કર્યું ને તે કરવાથી અને પ્રેરકની આજ્ઞાથી મોક્ષમારગનું જ્ઞાન ઘણા જીવોને આપ્યું ને આપીએ છીએ. જેને મોક્ષની ઇચ્છા ન હોય તે મોક્ષને મારગે ચઢશો નહી. અને તેમાં લક્ષ પણ દેશો નહી.

તેમ જેના ધ્યાનથી સદા દુઃખની નીવરતી અને અખંડ સુખની પ્રાપ્તી ન હોય તેવા ધર્મ કર્મમાં વખત કાઢશો નહી. જો તેવાં ધર્મ કર્મમાં વખત કાઢશો તો માયાની પણ પ્રાપ્તી થશે નહી. એટલે નહી મળે માયા કે રામજી. એ દુગધામા બેઉ ખુએરે બેઉ ખુએ. માટે મોક્ષમારગના વિરોધી આ ધર્મની ધાંખના મુકી દેઇ ધંધાની ધાંખના કરજો.

એટલે ધંધામા લક્ષ રાખજો ને ધંધામાં લક્ષ રાખવાથી લક્ષમીની પ્રાપ્તી થશે. ને લક્ષ્મી પ્રાપ્ત થવાથી લોભ લાલચને લુચ્ચાઇની વ્રદ્ધી થશે. અને તે વ્રદ્ધી થવાથી જુઠ, જુગ્તી, ઝેર; વ્હેર, ક્લેશ, ચોટાઇ, છળ કપટ, ક્રીડા, પ્રપંચ, નીરદયતા વિગેરેનાં પાપ કર્મોની પુષ્કળ પ્રાપ્તી થશે ને તે પ્રાપ્ત થવાથી કરેલાં કર્મના લાભ મળશે.

## ૫૬.

વેચશું ભગતીનાં નાણાં. એ રાગ.

ફાટયા ફાટયા બહુ ફરીએરે, લક્ષમીથી, ફાટયા ફાટયા. ટેક.
હમતા મમતાને હંકાર ઉપજે, મોટમનાં વેણ ઓચરીયે;
રળવાનું રટણ રાતદીન ચાલે, આ કર્યુંને આ કરીયેરે. લ૦ ૧
નીરધન કને બેચે ફુલીને ફાળકો, વાત કોની કાને ન ધરીયે;
સંત પુરૂશને જાણીયે ભીખારી, જ્ઞાન ગમ પેટમાં ન ભરીયેરે. લ૦ ૨
ધરમ કરમના કાને પડે શબ્દો, પણ તેને ના અનુસરીયે;
ઉપટ હેતું કે મુકી દેઇને, આવ્યા એવા સંચરીયેરે. લ૦ ૩

બીજા જનમમાં પણ એનું એ, કોઇ ઠેકાણે ન ઠરીયે;
વ્યાસ વલ્લભ વદે વિચારો વિરલા, ક્યાં લગી આનું આ કરીયેરે. લ૦ ૪

માટે હે મનુશભાઇ લક્ષ્મીની લાલસા ઓછી કરીને સદા દુઃખની નીવરતીને અખંડ સુખના પ્રાપ્તીવાળુ પદ સોધો. સંવત ૧૯૭૭ ના પોસ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૩૪ મી.

ગયા માસની તેત્રીસમી ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે કે જેને જેવી ઇચ્છા હશે ને જેવી ઇચ્છાનો અભ્યાસ હશે તેને તેવુંજ ફળ મળશે.

હે ધર્મ બંધુઓ હવે સાવચેત રહો, કેમકે કળીયુગ ઘુંટણીએ એટલે ઢીંચણીએ ચાલતાં શીખ્યો છે. કળીયુગનો આયુષ્ય ચારલાખ ને બત્રીસહજાર વર્ષનો છે. તેમાં તે હાલ પાંચહજારને સાતસો વર્ષનો થવા આવ્યો છે પ્રથમ માંચીમાં પડયો પડયો ગળયુથી પીતો હતો એટલામાંજ જગતના જીવોની બુદ્ધી ભ્રષ્ટ કરી હતી. તો હવે તે કળીયુગ ઢીચણીએ ચાલતો થયો છે. ને ઉભા થવાની તૈયારી કરવા માંડી છે. તે ઉભો ચાલવા માંડશે એટલે જગતના અજ્ઞાનના ભરેલા જીવોની બુદ્ધીમાં એવો અસર કરશે કે વરણાશ્રમના ધર્મનું ધરબોળ ઘાલશે. તે કેવું કે આભડછેટ અને વટાળ એ બેઉ ચીજનો પ્રથમ પસારો કરશે તે પસારો બરાબર થયા પછી ભાઇ બહેનનાં લગ્નો કરાવવાની બુદ્ધી આપશે. તે પછી કુતરાં બીલાડાં ને ગધેડાના જેવો વ્યભીચાર ધર્મ પસારશે. તે પછી કુતરી ભુખી થાય ત્યારે ભોટીલાને ખાય એવી રીતે મનુષ્યનું માંઉસ ખાવાનો પસારો કરશે. એ વીગેરે મહાન પાપોનાં કર્મ અને અધર્મ ઉંતપન્ન કરશે.

૧. જુઓ હાલ આભડછેટ ન પાળવી એવી કળયુગની ચળવળ ચાલી રહી છે, તે ચળવળનો અસર કેટલાકને લાગ્યો છે તે એવું કહે છે કે આભડછેટનું શું ચાહું પડે છે? કે ડાઘો પડે છે? એ થાય છે શું?

વળી કળયુગ કહે છે જુઓ ભાઈ ઇશ્વરના કરેલા મનુષ્યમાં અંતજ વર્ણ છે. તેમ ઇશ્વરના કરેલા આપણે પણ છીએ; એવું ખરી રીતે જોતાં આપણ એક બાપના દીકરા સગા ભાઇઓ છીએ. છતાં તેની આભડછેટ માનીએ છીએ. વળી બીજી આભડછેટ સ્ત્રીની રજશ્વળાની પાળીએ છીએ તે શું ખરી છે? જુઓ કે આપણુને ચાકુ ઇટાળો કે ઠેસ વાગવાથી રૂધીર એટલે લોહી નીકળવાથી આપણ અભડાતા નથી ને સ્ત્રીને રજસ્વળામાં રક્ત વહેવાથી આભડછેટ ગણીએ છીએ તે શું વ્યાજબી છે? વળી મડદાને અડવાથી અભડાઇએ છીએ તે શું વ્યાજબી છે?

વળી કળીયુગનો કીંકર કહે છે. અંતજ જાતીને મુસલમાન પારશી ખ્રીસ્તી વીગેરે અડે છે. તે મુસલમાન પારશી ખ્રીસ્તીને આપણે અડીએ છીએ. તેમ અંતજમાંનો કોઇ ખ્રીસ્તી થઇ જાય છે એટલે તેને અડીએ છીએ. તેને તમે આભડછેટ ગણુતા નથી. અને આ અંતજો તમારા કેટલાંક કામો કરે છે. તેમ તમારા જેવો ધર્મ પાળે છે છતાં તેના ઉપર તીરસ્કારથી જુઓ છો તે શું ન્યાય છે?

હવે કળીયુગનો શત્રુ કહે છે. પહેલા અંકના બોષમાં ન્યાયને માટે પ્રશ્નો પુછીએ છીએ તે સાંભળો.

અરે કળીયુગના કીંકર આપના વિચારો પ્રમાણે આપના બાપદાદા ચાલતા હતા ? જો તે તમારા વિચાર પ્રમાણે ચાલતા નહોતા, તો તે મુરખ હતા કે ડાહ્યા હતા ? જો તે વડીલો મુર્ખ હતા તો મુર્ખનાં ફળ મુર્ખજ હોવાં જોઇએ. કેમકે હીંગોરાને કોઠાં ન થાય, હીંગોરાં કોઠ જેવાં દેખાય પણ તે કોઠ નહીં. કદી હીંગોરીને કોઠની કલમ ચઢી હોય તો ઇશ્વર જાણે.

અરે કળીયુગના કીંકર અમારો સીધાન્ત સાંભળો. અંતજ લોકોની કર્મ ક્રીયા ઘણી પવિત્રને અનાદીના ધર્મને અનુસરતી છે. તેથી તેમનાં ધર્મ કર્મ ક્રીયાને ધન્યવાદ આપવો જોઇએ. કેમકે તે લોક તુળશીને મહાદેવને તથા રણછોડરાય વિગેરે દેવોનો આપણા ધર્મ પ્રમાણે ધર્મ માને છે ને પાળે છે, તેથી તેમનાં કર્મ ચાંન્ડાળના કહેવાતા નથી. કેમકે જેવાં આપણાં કર્મ છે તેમ જેવો આપણો ધર્મ છે તેવાંજ તેમનાં કર્મ છે. તેમ આપણા જેવોજ તેમનો ધર્મ છે. તેથી અંતજ લોકો આપણા ધર્મબંધું છે. પણ તે આપણા જાતીબંધુ નથી. તેથી એમનો સ્પર્શ કરવો નહીં એવી મહાન પુરૂશોની મનાઇ છે. તે એમના ભલાનેજ માટે છે કેમકે તેઓ ગયે જન્મે ચાન્ડાળના કર્મો ભુલેચુકે અથવા અજ્ઞાનથી થઇ ગયાં હશે તેથી કરીને આ જન્મે જાતિ ચાન્ડાળમા જન્મ પામ્યા છે. પણ આ જન્મમા સારાં કર્મોને અનુસરે છે. તેથી હવેને જન્મે ઉત્તમ જાતીમાં જન્મ લેશે. ને જેના કર્મ ચાંન્ડાળના છે, તેનો હવેનો જન્મ ચાન્ડાળ જાતીમા થશે. ને જે આ જન્મે પોતાનો જાતી ધર્મ જાળવીને બીજાને ભ્રષ્ટ નહી કરે તો તેને ઉત્તમ અવતાર પ્રાપ્ત થશે. અને જે પોતાના જાતીધર્મથી પોતા કરતાં ઉત્તમ જાતીને ભ્રષ્ટ કરશે તો તેનો જન્મ જાતી ભ્રષ્ટમાં થશે. કેમકે જેવું કરશે તેવું ભોગવશે. તેમજ કોઇની જાતી ભ્રષ્ટ કરવાથી પોતે જાતી ભ્રષ્ટ થશે.

તે વિશે પ્રશ્ન ? જુઓ અંતજ વર્ણનો કોઇ ભગતજન ધાર્મિક હોય અને તે નાહી ધોઇને દેશશેવા કરતો હોય તેને તેનુ છોકરૂં નાહ્યા ધોયા વિનાનું જઇને અડે તો તે ભગત તે છોકરાને મારે છે ને એમ કહે છે કે હું નાહી ધોઇને શેવા પુંજા કરવા બેઠો હતો ને મને આવી છોકરો અડયો ને માહારી દેવશેવા અભડાવી. ને મને અડયો તેથી માહારે ફરી નાહાવું પડશે. એ રીતે અંતજ જાતી પોતે ભ્રષ્ટાભ્રષ્ટને સમજે છે જાણે છે ને માને છે. એ રીતે આપણ આપણાથી ઉત્તમ વર્ણને સ્પર્શ કરીને ભ્રષ્ટ કરીએ તો આપણે અવતાર પાછો ફરીને ભ્રષ્ટ જાતીમાંજ આવે. ભ્રષ્ટ જાતીમાં તો શું પણ પોતાની જે જાતી છે તે કરતાં પણ ઉતરતી ભ્રષ્ટ જાતીમા જન્મ લેવો પડે. માટે હે અંતજ જાતી ધર્મ બંધુઓ તમો સુધ્ધ હીન્દુ છો; કેમકે ઘણા કાળથી તમો હીંન્દુનોજ ધર્મ પાળો છો. તેથી તમે અમારા હીન્દુ લોકના ધર્મબંધુઓ છો. તેથી અમને ભગતજનોનં ઘણા પ્રીય છો. જો પ્રીય ન હોત તો નરસી મેહેતા નાગર બ્રાહ્મણ હતા તે તમારા ઢેડવાડામા અલગ બેસીને ભગવત ભજન કરતા હતા. માટે તમો અમોને પ્રીય છો ને ધર્મ બંધુ છો. માટે શીખામણ દઇએ છીએ કે કોઇ ઉત્તમ જાતી સાથે સ્પર્શ વહેવાર કરશો નહી. જો સ્પર્શ કરી ઉત્તમ જાતીના ધર્મને ભ્રષ્ટ કરશો તો માહાપાપ લાગશે. ને તે પાપે કરીને હવેનો દેહ માહા ભ્રષ્ટને ઘેર પ્રાપ્ત થશે.

ગયા જનમના પાપે કરીને હાલ અંતજ દેહ પ્રાપ્ત થઇ છે. ને આ જન્મે પાપ નહી કરતા પોતાનો જાતી ધર્મ પાળી આ દેહ પુરો કરશો તો હવેનો જન્મ ઉત્તમ વર્ગમાં

પ્રાપ્ત થશે ને થશે–આ શીખામણ તમારા ભલાને માટે ધર્મ બંધુ જાણીને દઇએ છીએ. તેમ બ્રાહ્મણ ક્ષત્રી વૈસ્ય અને સામાન્ય શુદ્ર ભ્રષ્ટાભ્રષ્ટ કરવા કે કરાવવા મ્હાશો નહી.

સંવત ૧૯૭૭ ના માહા સુદી પુર્ણિમા

## ચેતવણી ૩૫ મી.

ગયા માસની ચેતવણીમાં ભ્રષ્ટાભ્રષ્ટને માટે છેલ્લા ભાગમા એમ કહ્યુ છે કે પોતાના વરણાશ્રમથી કોઇ જીવને ભ્રષ્ટ કરવા કે કરાવવા ચાહશો નહી, તેમ કોઇએ ભ્રષ્ટ થવાને પણ ચાહના રાખવી નહી. કેમકે પોતાના જાતી ધર્મથી ભ્રષ્ટ થાય, તેમ કોઇને કરવા ચાહાય તેનો હવેનો જન્મ ભ્રષ્ટ જાતીમાજ થવાનો. કેમકે જેવી મતી તેવી ગતી. આ કેહેવત છે. તે કેહેવતો આપણી પરા ભાશામા વેદની શ્રુતીયો છે એમ સમજવું. ને તે બોધરૂપ એટલે શીખામણ રૂપ છે. વેદ ભાશામા પણ તે વિશે વેદે કહ્યું છે કે, **मरणे यामती सागती.** અર્થ મતી તેવી ગતી, વળી વાશા ત્યા બાસા. એટલે જેની જેમાં વાસના લાગી હોય તેનો તેવામાજ વાસો થાય. માટે હે ધર્મબંધુઓ ઉત્તમ વર્ણે પણ રેહેવાની ને કનીષ્ટ વરણે ઉત્તમ વર્ણે થવાની વાચ્છના રાખવી. ઉત્તમ આને આ જન્મે આને આ દેહે ઉત્તમ વર્ણને ભ્રષ્ટ કરવાથી ઉત્તમ થવાતુ નથી. ઉત્તમ કરમો કરવાથી ને ઉત્તમ ધર્મ પાળવાથી ઉત્તમ વરણમાં હવેનો જન્મ પ્રાપ્ત પ્રથમથી જે વરણમા કૃતિમા આપણે બળાત્કારે ફેરફાર કરવો તે મનુષ કૃતી સમજવી. અને થશે. જુઓ કે ઇશ્વર જન્મ થાવ તે ઇશ્વર કૃતી જાણવી. માટે હે ધર્મ બંધુઓ ઉત્તમ વરણમા આને આ દેહે ભળી જતા ઉત્તમ વરણને ભ્રષ્ટ કરવાની ઇચ્છા રાખશો નહી. તેમ તેવી પેરવી કરશો નહી. એટલી અમારી શીખામણ તમારા લાભને માટે છે. છતાં નહી માનો તો ઇશ્વરના અપરાધી થશો. તેમ ઇશ્વરની આગનાનું ઓલંગન કર્યું એમ ઠરશે. ને એમ થવાથી આ જન્મે અને આવતા જન્મે દુઃખી થશો, જો તમને ઉચ્ય વરણ કરવાની ઇશ્વરની ઇચ્છા હોત તો આ અવતાર ઉત્તમ વરણમાજ આપત. માટે ધર્મબંધુઓ કોઇ તો તમને પાપમાં નાખવા અવળે મારગે ચઢાવે તેમ ચઢશો નહીં.

કદી કહેશો કે કોઇ માહાત્મા પુરૂષ ઉંચી કોમમાં ચઢાવતા હોય, તેથી ચઢવાની ઇચ્છા રાખીએ તેમા પાપ હોયજ નહી.

જવાબ અરે ભાઇ નેવનાં પાણી મોભ ચઢેજ નહીં. છતા યુક્તિથી અવળુ સમજાવીને અવળે મારગે કોઇ મહાત્મા પુરૂષ તો ચઢાવેજ નહીં. તેમ અવળે મારગે ચઢવાની શીખામણ આપેજ નહી. હા, કોઇ કળયુગ મહાત્માનું સ્વરૂપ ધારણ કરીને અવળો બોધ કરે ને અવળા મારગે લાભ બતાવે, તેથી લલચાઇને એવો લાભ લેવાની બુદ્ધિ કરશો નહી. જુઓ કે શ્રીકૃષ્ણ પ્રભુએ ભગવદ્‌ગીતાના ત્રીજા અધ્યાયના ૩૫ મા શ્લોકમાં સ્પષ્ટ કહ્યું છે કે પોતાનો જે જાતી ધર્મ છે તે હલકા પણાનો દેખાતો હોય તો પણ તે શ્રેષ્ટ છે. ને પરધર્મ છે તે ગમે તેવો ઉત્તમ દેખાતો હોય પણ તે ભયભરેલો જાણવો.

જુઓ ભાઇ ગમે તેવો રૂશી, મુની, માહાત્મા કે સંત સાધુ હોય, પણ તે શ્રીકૃષ્ણ પ્રભુથી તો કોઇ મોહોટા નથી? છતાં શ્રીકૃષ્ણ પ્રભુનાં વચનને ઓલંગન કરવું તે માહા પાપ છે. તેમ દુખદાયક છે. હે ધર્મબંધુઓ શ્રીકૃષ્ણ પ્રભુના વચનને અનુસરો, નહી તો

જરૂર દુખી થશો ને બીજાને દુખી કરશો. કેમકે કળીયુગના માહાત્મા હાલ વર્ણાશ્રમ બોળવા જગતના જીવોને માયાવી લાભ દેખાડી ધર્મ ભ્રષ્ટ કરવાના ઉપદેશ કરે છે. આતો લાકડસી દેખાડી સોનાની કલ્લી કાહાડી લે છે. એટલે સ્વધર્મના સાચવનારાને અધર્મમાં લેઇ જાય છે. વળી વિચારો માહાત્મા પુરૂશ હોય તેતો ગ્નાન વૈરાગ્યને ભગ્તીનોજ ઉપદેશ કરે-માઇક વ્યવહારનો ઉપદેશ કરેજ નહી.

આતો કોઈ કળીયુગે વરણાશ્રમ એક આરે કરવાની ચળવળ ચલાવી છે તેમાં તમે લોકો મોહ પામી ગયા છો. જે સારૂ સારૂ દેખાડે છે તેજ તમને કુબુદ્ધિના કુન્ડમાં નાંખે છે

આતો કળીઓ કાળો કેહેર કરવા માંડયો છે તે સાંભળો.

## ભજન પહેલું.

સુરદાસજી થેકાનો રાગ.

કર્યો કળીયે કેહેરરે કર્યો, કળીએ કેહેરરે; કેહેરરે કેહેરરે કેહેરરે, કર્યો કળીએ કેહેરરે. ટેક.
કળયુગ આવ્યો ઝઘડો મચાવ્યો, ધર્મનું ધાંધલ ઘેરેઘેરરે. કર્યો. ૧
ભગવત ભક્તીને પુન્ય પુરાણપર, બહુ બ્રાહ્મણો પર ઝેરરે. કર્યો. ૨
પ્રતીમા પુજનને ક્રીયા કારજમાં, વરણાસ્રમો પર વેહેરરે. કર્યો. ૩
ગ્નાન વણુ ધ્યાનમાં પુસ્તક પ્રમાણુમાં-વલ્લભ અધર્મ ઠેરેઠેરરે. કર્યો. ૪

જુઓ ભાઈઓ આ ઉપરનું ભજન હાલનું કરેલું નથી આ ભજન વેહેલાનું કરેલું છે, ને સંવત ૧૯૬૫-સને ૧૯૦૯ માં વચન વલ્લભ નામના પુસ્તકમાં છપાઇ ગએલું છે. અને છપાયાથી દશ વર્ષ પહેલાનું રચેલું છે. ને કળીયુગનાં કર્મ કહી બતાવેલાં છે. તે પ્રમાણે હાલ થોડાં એટલે પાચ સાત વર્ષથી વરણાશ્રમ તોડવાની ચળવળ ચાલી છે. અહો સરવેશ્વર તમોએ મને જે પ્રેરણા કરીને માહારાં વચનો કહાવેલાં તે જ સત્ય થવા બેઠું છે, પણ હે કૃપાનિધી મને આ કળીયુગના સંસારથી ઉઠાવી લ્યો. અથવા તો આ ધર્મ-ભ્રષ્ટની ચળવળ બંધ કરાવો.

અરે ધર્મબંધુઓ અત્યારે તો તમને સારૂ લાગે છે. પણ પાછળથી બહુજ પસ્તાવો થશે. કળયુગ તો પોતે ભ્રષ્ટ છે, એવું તમો સર્વ જાણો છો. માટે સમજો, જુઓ આપણા વડીલોનું કેહેવત છે, કે આભડયો અભડાવે ને વટલ્યો વટલાવે. એ કેહેવત ઘણા કાળથી કળયુગ ઉપર દ્રષ્ટી રાખીને વડીલોએ કહેલું છે. માટે હે ધર્મબંધુઓ હાલ કળયુગના કીંકરો એમ કહેતા હશે કે અભડાયું એટલે શું ? વટલાવું એટલે શું ? એમ આભડછેટને અને વટાળને અગ્નાની કળયુગ સમજતો નથી કારણુ કે મેલી વસ્તુ મેલને સમજાતી નથી. તેમ અધર્મરૂપ કળયુગ અધર્મને સમજતો નથી. વળી જેમ ઘુઅડ દીવસને જાણતો નથી તેમ કળયુગ ધર્મને જાણતો નથી. તેમ જે ધર્મને જાણતા નથી, તે તો અધર્મરૂપેજ થઇ ગયેલા ધર્મને સમજતા નથી. તેમ પોતાના વડીલોના રીતિનિતીને ભુલી ગયા છે. જેમ દારૂ, ભાગ, ગાંજો વીગેરે નિશાદાર વસ્તુ કોઇના શરીરમાં પડે છે એટલે તે પોતાનું સુધ ગ્નાન ભાન ભુલી જઇને જેમ નીશા (કેફ) જેવું બોલાવે બકાવે તેમ બોલે છે ને બકે છે. એ રીતે જેના શરીરમાં કળીયુગ પડયો છે તે ભ્રષ્ટતાના શબ્દો બોલે છે ને બકે છે. તેનો અસર ધર્મના અજાણ જીવોને થાય છે અને તેરો અસર થવાથી પોતે ભ્રષ્ટ થઇ બીજાઓને ભ્રષ્ટ થવાની ઉશ્કેરણી કરે છે. માટે હે ધર્મબંધુઓ જેટલી રીતભાત આપણા વડીલોથી ઉલટી

હોય તે રીતભાત ધર્મથી ઉલટી સમજવી. જો વડીલોથી ઉલટી રીત અંગીકાર કરશો તો વિપ્રીત નીપજશે, માટે થોડામાં સમજી જજો કે વિનાશકાળે વિપ્રીત બુદ્ધી.

સંવત ૧૯૭૭ ના ફાગણ સુદી પુર્ણિમા.

## ચેતવણી ૩૬ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે. કે વિનાશકાળે વિપ્રીત બુદ્ધિ, જ્યારે વિનાશ થવાનો હોય ત્યારે વિપ્રીત બુદ્ધી થાય. પ્રિત બુદ્ધિ, કોને કેહેવાય ને વિપ્રીત બુદ્ધિ કોને કેહેવાય. પ્રીત બુદ્ધિ તે પોત પોતાના જાતી ધર્મ ઉપર પ્રીતી રાખવી. તેનું નામ પ્રીત બુદ્ધિ છે. ને પ્રીત બુદ્ધિથી વિલક્ષણ બુદ્ધિ થવી તેનું નામ વિપ્રીત બુદ્ધિ છે. માટે કોઈ વિપ્રીત બુદ્ધિ કરશો નહી તેમ જેનામાં વિપ્રીત બુદ્ધિનો પ્રવેશ થયો હોય તેનો સંગ કરશો નહી તેમ તેનું કહ્યું ધ્યાનમા લેશો નહી. કેમકે કળીયુગ કુબુદ્ધિનો ભરેલો છે. તેથી તે કુસંગી છે. તેથી કુસંગાસંગ દોશે નામ કાષ્ટ ઘંટાને વિટમણા એવું આપણા વડીલોનું કેહેવત છે. માટે કુસંગી થવું નહી.

વળી કળયુગે કોઈ મુનશને કબજે કરીને તેને અસ્પર્શી સાથે રાખ્યો હોય અને અસ્પર્શીનું કામ કરાવ્યું હોય, તેથી તે અસ્પર્શિ થઇ ગયેલો ઉત્તમ વરણમાં પેશી શકે નહી તેણે ઉત્તમ વરણ તેને પોતાની વરણમાં પેસવા દે નહી. તેમ પોતાની સાથે બેસવા દે નહી. તેથી તેને કળયુગના કીંકર થઇને જ જગતમાં વિચરવું પડે. તે માહા મોહોટું દુઃખ ઉત્પન્ન થાય. તેથી તે કળીયુગનો કીંકર એકલો ને અતડો ફરે તે તેને ગમે નહી માટે બીજા ભોળા લોકોને ભોળવીને અને કેટલાક નીરધનોને ધનના લાભથી લલચાવીને પોતાના જેવા ભ્રષ્ટ કરે તેમાં નવાઇ જેવું નથી. કેમકે અભડયો અભડાવે ને વટલ્યો વટલાવે એ વડીલોનું કેહેવત છે તે ખરૂ પડે છે. માટે હે ધર્મ બંધુઓ ચેતતા રહો ને ભરમાવવાથી ભરમાશો નહી ને ભ્રષ્ટતાને પામશો નહી. તેમ અંતજ જાતી ધર્મ બંધુઓ આને આ જન્મે ઉંચા થવાને સારૂ કોઇને જાતી ભ્રષ્ટ કરશો નહી. જુઓ ભાઇ કળીયુગ કોઇને તરવા દે નહી, કેમકે એના રાજમાં એની રૈયતને તરી જવા દે. એટલે કોઇને સતકર્મ કરીને સ્વર્ગની પ્રાપ્તી થવા દે. અથવા સદ્‌ગતી કરીને ઇશ્વરકોટીની પ્રાપ્તી થવા દે. અથવા સતસંગે કરીને મોક્ષની પ્રાપ્તી થવા દે તો કળયુગની રઇયત ઓછી થઇ જાય. માટે કોઇ જીવને સદ્‌બુદ્ધિ આવવા દેજ નહી. અને કબુદ્ધી આપે તો તે જીવ કબુદ્ધિને લીધે કુકર્મ કરે એટલે તે તરે જ નહી, ને આ લોકમાં ને આ લોકમાંજ લક્ષચોરાશી દેહો ધારણ કરે. એટલે એની રહીઅતનો વધારો ગણાય તેથી તે કબુદ્ધિ આપે છે. ને કબુદ્ધિવાળા કરવા સારૂ વિપ્રીત બોધ દે છે. તે કુબોધથી કુબુદ્ધી આવે છે. ને કુબુદ્ધી આવવવાથી કુમારગે ચાલે છે. ને કુમારગે ચાલવાથી ધર્મહીન બની અધર્મરૂપ ભ્રષ્ટા ભ્રષ્ટ અને ન કરવાનાં કર્મ આપણુ મુળ રીવાજથી ઉલટા રીવાજો ઉભા કરે છે. તેવા નવા રીવાજો ઉભા કરીને જીવ માત્રની અધોગતી કરાવે છે. જો દેવકીજીનો એક ગર્ભ હણવાનો કંસાસુરે નિશ્ચે કર્યો હતો છતાં કંસાસુરનું ઝટપટ ભુંડું કરાવવા નારદજીએ આવી કંસાસુરને એમ સમજાવ્યો કે દેવકીજીનો આઠમો ગર્ભ તાહારો નાશ કરશે. એવી આકાશ વાણી થઇ છે એ વાત ખરી છે. પણ તું કીયા ગર્ભને આઠમો ગણીશ. જો આઠ કાંકરા મુકીને મને તું આઠમો કાંકરો ગણી

દેખાડ. એવાં નારદજીનાં વચન સાંભળી કંસાસુરે આઠ કાંકરા ગોળાકારે કુંડાળુ કરીને મુકયા પછી નારદજીએ કહ્યું હવે મને આઠમો કાંકરો ગણી બતાવ—એટલે કંસાસુરે જ્યાંથી ગણીને આઠમો કાંકરો બતાવ્યો એટલે પછી નારદજીએ કહ્યું હવે આ કાંકરાથી ગણી બતાવ. એમ કહી બીજા કાંકરાથી ગણાવ્યાં એટલે ગણતરીમાં આઠમો કાંકરો બીજો થયો. એટલે નારદે કહ્યું ભાઇ જ્યાંથી ગણીએ ત્યાંથી બધાએ કાંકરા આઠમા આવે, માટે સમજવું હોય તો સમજી જા. એમ કહી નારદજી જતા રહ્યા એટલે કંસાસુરે વિચાર કર્યો કે નારદજીનું કહેવું ખરૂં છે ને માહારા લાભનું છે. એમ સમજી કંસાસુરે દેવકીજીના દરેક ગર્ભને મારી નાંખવા માંડયા. તેને લીધે એને વિશેષ પાપની પ્રાપ્તી થઇ ને વિશેષ પાપની પ્રાપ્તી થવાથી શ્રીકૃષ્ણ પ્રભુએ વહેલો જન્મ ધારણ કરી કંસાસુરને વેહેલો ક્ષય કર્યો. એટલે કંસાસુરનું વેહેલું ભુંડું કર્યું. એમ તમારૂં ભુંડું કરાવવા તમારી પાસે ભ્રષ્ટા ભ્રષ્ટ કરાવી તમને પાપમાં નાંખવા ને લક્ષચોરાશીમાં વારમવાર જન્મો લેવરાવવા અને પોતાની રહીઅત ઘણી કેહેવરાવવા આ કળીના કીંકરની યુક્તી છે.

માટે હે અંતજ જાતીના ધર્મબંધુઓ, જોજો તમો છેતરાઇ જતા. આતો તમને માન આપીને તથા લક્ષ્મીનો લાભ બતાવીને અને તમને ઉંચ જાતી બનાવી દઇએ છીએ એમ સમજાવીને પાપના ભંડારમાં નાંખે છે.

જુઓ ધર્મબંધુઓ અસ્પર્શની વરણમાં કેટલી જાતી છે. જુઓ અસ્પર્શની વરણમાં કેટલીક જાતીનો સ્પર્શ તમેજ કરતા નથી તેમ કેટલાકની સાથે તમે ખાતા નથી. તેવાની સાથે સ્પર્શનો વ્યવહાર કેમ રાખતા નથી તેમ તેની સાથે ખાવાપીવાનો સંબંધ કેમ–બાંધતા નથી અને એવો સંબંધ બાંધવાની વાત હોય તો એમ કહો છો કે તમે નીચા ને અમે ઉંચા. એ રીતે તમે ઉંચાનીચાનો વિવેક રાખો છો તે તમોને ધન્ય છે. અને ત્રીવરણીમાંના કેટલાક બુદ્ધીના મુર્ખ થઇ ગએલા તે પોતે ઉંચનીચનો વિવેક સમજતા નથી. તમો અંતજ લોકો સમજો છો, ને હાલના કળયુગના કીંકરો ત્રીવર્ણના અજ્ઞાનીયો કળયુગથી અંજાએલા તમને બુડાડેલા અને પોતે બુડવાની ત્યારીયો કરી રહ્યા છે. જેમ એક ભાઇ સરોવરમાં બુડતો હોય તેને કાઢવા બીજાને કોઇ માણસ ઉશ્કેરે ને એમ કહે કે અલ્યા તારો ભાઇ બુડે છે ને તું શું જોઇ રહ્યો છે. તું સરોવરમાં પડી તાહારા ભાઇને પકડીને બહાર કાહાડી લાવ એવાં ઉશ્કેરણીનાં વચન સાંભળી બુડેલાનો બીજો ભાઇ બની બુડેલાને કહાડવા સરોવરમાં પડયો ને પેલા બુડતાને ઝાલ્યો એટલે બુડતાએ પેલા કાઢવા આવેલાને ઝાલી લીધો. એટલે બેઉની અરસપરસ બાહાજા બાહાજી થવાથી બેઉ બુડી મરે છે. તેમ એક બીજાને બાહાજવાથી બેઉ બુડી મરવાના છો. માટે હે બંધુઓ એકને કાઢતાં બેઉ ડુબશો. તેથી હાલ ઇશ્વર ઇચ્છા પ્રમાણે જેમ ચાલે છે તેમ ચાલવા દો ને આ વરણાશ્રમના જે જે ધર્મો છે તે ધર્મોનો ભંગ કરવાથી ખોટું પરિણામ આવશે.

સંવત ૧૯૭૭ ના ચૈતર સુદી ૧૫ પુર્ણિમા.

---

## ચેતવણી ૩૭ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે કે વરણાશ્રમના ધર્મ બોળવાથી ખોટું પરીણામ આવશે. તે વારે એમ કબુલ કરશો કે વ્યાસજીએ આગળ કહ્યું હતું તે ખરૂં હતું, માટે કહીએ છીએ કે અભડાવનારને અને આભડનારને બેઉને પસ્તાવો

થશે. હાલના કળીયુગના પ્રવેશેલા એમ કહે છે કે અભડાય છે તે શું? અરે મનુશ ભાઈઓ આભડશો, અભડાશો, અભડાવશો, અભડાયા, આભડછેટ. જો અસલથી અભડાતું કે અભડાવાતું ન હોત તો આ આભડછેટનો શબ્દ ઉભો થયો કયાથી અને આ આભડછેટનો શબ્દ આજકાલનો નથી. સત્યયુગ, ત્રેતા ને દ્વાપરથી ચાલ્યો આવે છે. છતાં કોઈ એમ કહેતા હોય કે આ આભડછેટનો શબ્દ હાલ થોડા દીવસથી ઉભો થયો છે.

તો પુછીએ છીએ કે આ વાતની આપની પુરણ માહીતી છે? કદી કહેશો કે હા.

તો પુછીએ છીએ કે તમને પુરણ માહીતી છે તો કેઈ સાલથી, કીયા માસમાં, કેઈ તીથીએ આભડછેટનો શબ્દ ઉભો થયો ને તે કોણે ઉભો કર્યો. કદી કહેશો કે ત્રીવરણે ઉભો કર્યો છે.

તો પુછીએ છીએ કે ત્રીવર્ણ કીઆ સ્થળે કીયા ગામની નજીક ભેગા થઈને આ શબ્દ ઉભો કર્યો. અને તે વખત તમો સાથે હતા કે નહી? જો તમો ત્યાં સહુની સાથે હતા તો તમોએ આભડછેટ શબ્દ ઉઠાવવાની ના કેમ ન કહી. જો તમે ના કહી હોય તો તે વખતના સાક્ષી તમારી પાસે છે? જો તે વખતના સાક્ષી હોય તો તેઓનાં નામ આપશો? કદી કેહેશો કે ના ના એવું તો અમારા જાણ્યામા નથી. અરે મનુશ ભાઈઓ કાંઈ તો વિચાર કરો, આપણે આભડછેટનો શબ્દ વેહેર ભાવે ઉભો કર્યો નથી. એતો ઘણા કાળનો છે. આપણે ને અંતજવરણને કાઇ વેહેર નાહોતું, કે આપણ બધા એકત્ર થઈને તેમને માટે આભડછેટનો શબ્દ ઉપસ્થીત કરીએ.

કદી કહેશો કે સરવે પ્રાણી ઇશ્વરનાં બનાવેલ છે. તે વાત તદન ખોટી છે, સહુ સહુને કરમે બનેલા છે. છતા એમ જાણીને કે ઇશ્વરે બનાવેલા છે તો પણ વિવેક વડેજ બનાવેલાં છે. જુઓ કે મોઢાને બનાવ્યું છે, તેવીજ ગુદા બનાવેલી છે. પણ તેમાંએ વિવેક મુક્યો છે. ગુદાનુ કાર્ય ગુદા કરે ને મોઢાનુ કાર્ય મોઢુ કરે. એકજ શરીરમા વિવેકી કાર્ય કર્યાં છે. તેમ જે જે જુદા જુદા પ્રાણી બનાવ્યા છે, તે તે પ્રાણીઓમા પણ વિવેક મુક્યો છે.

જુઓ પશુ શબ્દ એક છે. પણ તેમાં જુદા જુદા પ્રકારના પશુઓ કરેલા છે. તેમા તેમની આકૃતી તથા ગુણ લક્ષણ જુદાં જુદાજ મુક્યા છે. એ રીતે મનુષ શબ્દ એક છે પણ તે તેમાએ જુદા જુદા ગુણ લક્ષણ રૂપ રંગ જુદા જુદા મુકેલા છે. તેથી સરવે પ્રાણીએ પોતપોતાની જાતીનો વિવેક રાખવો એજ ઇશ્વરની આગના છે. જો જુદા જુદા વિવેક ન હોય તો પશુ નગ્ન ફરે છે ને આપણે કેમ ફરતા નથી. પશુમા મા બેહેન ને નારીનો વિવેક નથી, પણ આપણામાં વિવેક કેમ મુકેલો છે. માટે ઇશ્વરે પ્રથમથીજ જે જે વિવેક ને જે જે રૂઢીયો મુકી છે, તે પ્રમાણે વરતવું તેમ સમજુ મનુષ્યોનું કર્તવ્ય છે. છતાં જેમ કોઈ પ્રકારના ધર્મ માટે વટાળ નથી, તેવી રૂઢી આપણ પાળીશું તો આપણે પણ પશુજ છીએ. માટે હે મનુષ્ય ભાઈઓ જેમ આપણા વડીલો જે જે રૂઢીએ ચાલતા આવ્યા છે તે તે રૂઢીએ આપણે ચાલવું તેજ આપણો ધર્મ છે. માટે આભડછેટને વટાળ તેને બરોબર પાળશો તોજ તમો મનુશ છો.

આજ કાલ કળીયુગના પ્રવાહે જગતની કુબુદ્ધીને થઇ છે. તેમ કુતર્કો ઉભા થાય છે. તેવા કુતર્કોથી શાન્ત રહો. અને આપણા વડીલો જેવે પ્રકારે ચાલતા હતા તેવે પ્રકારે ચાલો. અને પોતાના આત્માનું કાંઈ ભલુ ઇચ્છો. અને તેવું ભલું ઇચ્છવાથી સદા દુઃખની નીવર્તિ

અને અખંડ સુખની પ્રાપ્તી થશે. નહી તો મનુશ દેહ ગયા પછી પશુ પક્ષીના દેહો ધારણ કરવા પડશે તે સમે ઘણા દુઃખી થશો.

આપણુ મનુશનું કર્તવ્ય શું છે તે વિચારો, હાલ જે કર્તવ્ય ઉપર રચ્યા મચ્યા રહો છો તે મનુશ્ય દેહનું કર્તવ્ય નથી. છતાં તે કર્તવ્યને વળગી પડયા છો.

અરે મનુષ્ય ભાઇઓ અત્રેના કામ કર્મને વળગ્યા છો તે કામ કર્મ તમારાં નથી.

તમોએ જ્યાં સુધી મનુષ્યા દેહનું કામ કર્મ શોધી કાઢયું નથી. ત્યાંસુધી મનુશ અવતાર ભલે માની લ્યો પણ તે મનુષ્ય નથી. જેમ ગાંડા માણસ એમ માની લે છે કે હુંજ આ જગતનો રાજા છું, તેમ તમો માની લ્યો પણ તે જુઠું છે.

આજકાલ કળયુગના પ્રવાહે કરીને દુનીઆની બુદ્ધી અવળી થઇ છે. જે કામ અવળાં છે તે સવળાં લાગે છે ને સવળાં છે તે અવળાં લાગે છે. જે કરવાનું તે નથી કરતા ને ન કરવાનું તે કરો છો. આ કળીયુગના પ્રવાહે ધર્મ, કર્મ ને ભક્તી તે પણ અવળીજ કરો છો. તેવું અવળું કરવાથીજ આ જગતનું અવળુ થવા લાગ્યું છે. જુઓ વરસાદ પાણી થોડાં ને તરેહ તરેહના રોગો તેમ ઘેરે ઘેર કલેશો ને એક બીજાની ખોદણી તથા એક બીજા ઉપર ઝેર વેહેર ઉપસ્થીત થયાં છે. તેનું મુખ્ય કારણ અવળાં ધર્મ કર્મ ને અવળી ભક્તી છે. માટે હે મનુશ ભાઇઓ અવળાં ધર્મ કર્મને અવળી ભક્તી મુકી દો. અને સવળાં ધર્મ કર્મને સવળી ભક્તી કરો. કદી કેહેશો કે અવળુ શું શું કરીએ છીએ, અને સવળુ શું શું કરીએ તે અમને અવળુ તથા સવળુ ન્યાય, નિતી, વિવેક ને વ્યવહારમાં શોભતું સંભવતું અમને કોણ બતાવે ? ઉત્તર બતાવનાર તો ઘણા છે પણ અવળા સવળાનું સાધન કરનારા થોડા છે. કારણ કે હાલમાં જગતને માયામાં મોહ લાગી રહ્યો છે. અને તે મોહે કરીને ધર્મ કર્મ સંબંધી સાધન છેજ નહી, તેથી સવળુ ધર્મ કર્મ થતુંજ નથી. કોઇ સંત પુરૂશ માહાત્માનો સત્સંગ કરે તો ધર્મ કર્મ સવળાં સુજી આવે. હાલ તો ધર્મ કર્મનો કોઇ ઉપદેશ કરે તો તે ઉપદેશકને એમ જાણે કે આતો પોતાના પેટ માટે ઉપદેશ કરે છે. અથવા તો પોતાની મહતા વધારવા ઉપદેશ કરે છે. એવુંજ કળયુગના પ્રવાહે કરીને સમજવામાં આવે છે. એજ કળયુગનાં પ્રવેશનાં લક્ષણ છે. એ જીવ પોતે એમ નથી જાણતો કે આતો આપણા અવળા વિચાર અને કુતર્ક છે. પોતે સમજ્યા તે સાચુ ને બીજા સમજાવે છે તે ખોટુજ છે. એમ સમજી સમજીને સદાકાળ અવળીને અવળે મારગે ચાલ્યા જાય છે.

પોત પોતાની જીકડાઇ નહી મુકતા મુમતમાં ને મુમતમા અધોગતી પામે છે અને એવા નિરભાગી જીવો પોતાના જીવનું બગાડીને લક્ષચોરાશી યોનિયો ભોગવે છે.

માટે હે મનુશ ભાઇઓ કોઇ સંતપુરૂશનો સત્સંગ કરીને સવળે મારગે ચઢો.

સંવત ૧૯૭૭ ના વૈશાખ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૩૮ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ કહ્યું છે કે આ કળીયુગના પ્રવાહે કરીને જગતના જીવો અવળા કર્મ અવળા ધર્મ ને અવળી ભક્તિ કરવા લાગ્યા છે.

આ ઠેકાણે એવો પ્રશ્ન ઉઠે કે કર્મ, ધર્મ ને ભક્તિ શું કરવાથી સવળાં થાય તેનો

સત્ય, ત્રેતા ને દ્વાપરના મનુષ્યો સવળે માર્ગે ચાલતા હતા ને સવળાં કર્મ, ધર્મ ને ભક્તિ કરતા હતા તે કળીયુગના જીવો કળીયુગના પ્રવેશથી ભુલી જઇને અવળાં કર્મ કરવા લાગ્યા છે.

જેમ ડાહ્યો માણુસ દારૂ પીને ગાંડુ ગાંડુ બોલે ને ગાંડાં ગાંડાં કામ કરે તે કામ પોતે કરતો નથી. પણ પેસો પીધેલો દારૂ ગાંડુ ગાંડુ બોલાવે છે ને ગાંડુ ગાંડુ કામ કરાવે છે. તેમ આ કળીયુગ સરવે જીવોમાં પ્રવેશીને ગાંડુ ગાંડુ બોલાવે છે ને ગાંડુ ગાંડુ કામ કરાવે છે.

એટલે ધાર્મિક કર્મો, ધર્મો ને ભક્તિમાં અવળે અવળુ કરાવે છે. તેને કળીયુગના પ્રવેશેલા સવળુ માને છે ને સવળુ સમજે છે. પણ તે અવળુ છે, જો તે મહાત્મા પુરૂષનો સત્સંગ કરીને ન્યાય, નીતિ, વિવેક ને વ્યવહારને સમજતો થયો હોય તોજ તે સમજી શકે કે આ તો આપણે અવળુજ કરીએ છીએ.

પણ જેને સવળા જ્ઞાનવાનનો સત્સંગ નથી ને સવળા જ્ઞાનવાનનો શ્રોતા થયો નથી ત્યાં સુધી તેને અવળા સવળાની ગમ પડતી નથી.

તેમ સવળા મારગે ચઢવા સારૂ સવળી સમજણવાળા મહાત્માનો સંગ તેણે કર્યો નથી ને કરી જાણતો નથી.

કળીયુગના પ્રવાહે કળીયુગના પ્રવેશેલા પ્રાણી કોઇ મહાત્મા પાસે સત્સંગ કરવાનું નામ દેઇને સત્સંગ કરવા જાય છે, તે એવા અભિમાનથી જાય છે કે હું ઘણો જાણ પુરૂષ છું તેથી આવેલા માહાત્માની સાથે ધર્મ ચર્ચા ચલાવીને તેને જીતી આવું. એવા વિચારથી સત્સંગ કરવા જાય છે. અને ત્યાં જઇને અભિમાનથી બેસે છે ને પોતાની મોહોટાઇનો ભાસ પાડીને મહાત્માની સામો પ્રશ્ન કરીને પોતે બોલ બોલ કરવા માંડે છે ને બીજા અજ્ઞાનીઓને એમ બતાવે છે કે હું કેટલું બધું બોલ્યો પણ જુઓ મહાત્માથી કાઇ પણ બોલાયું નહિ. એવી પોતાની સરસાઇ બીજાઓને બતાવે છે એટલે બીજા અજ્ઞાનીઓ કહે છે કે ખરી વાત છે.

જો મહાત્માને બોલવા દીધા હોત અને પોતે શાન્તિથી મહાત્માનું બોલ્યું સાંભળ્યું હોત ને બીજાને સાંભળવા દીધું હોત તો સમજણ પડત. પણ આજકાલ કળીયુગના પ્રવેશેલા ધર્મમાં સમજતા નથી ને ફક્ત બોલબોલ કર્યામાં સમજે છે. તેથી તેવાઓને અને તેના સત્સંગીઓને સવળુ જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

સત્સંગ કેવી રીતે કરવો જોઇએ તે વિષે ગીતાજીમાં શ્રી કૃષ્ણ પ્રભુએ અરજુનજીની પ્રત્યે કહ્યું છે કે શાન્ત વૃત્તિથી, શાન્ત સ્વભાવે, સત્વગુણે નમ્રતાથી અલૌકિક પ્રશ્નો પુછવાને તે પ્રશ્નનો ઉત્તર થાય તે પુરણ સાંભળવો પછી તે ઉત્તરમાં શંકા રહે તો ધીરે ધીરે પુછવી. એ રીતે સંગ કરવો જોઇએ. અને એ રીતે સત્સંગ કરવાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. એને એ રીતે સત્સંગ કરનારની સાથે જ્ઞાનવાન મહાત્માઓ સત્સંગની વાતચિત ને ચર્ચા ચલાવે છે.

અને ઉદ્ધતજંગપણાથી ને જીતવાના હેતુથી ને હું જીત્યો એવું કેહેવરાવવાના હેતુથી જે સત્સંગ કરવા આવે છે તેની સાથે જ્ઞાનવાન માહાત્માઓ લાંબી વાત કરતા નથી. ને તેવા હઠીયા, મતીયા ને જીદીયાની હાએ હા કહી તેવાને વિદાય કરે છે.

કેમકે કેટલાક જીત્યા એવું કેહેવરાવવાના હેતુથી ને કેટલાક જ્ઞાન માર્ગની વાતો

સાંભળીને જ્ઞાનવાન થઇને રળી ખાવાના હેતુથી સત્સંગ કરવા આવે છે. પણ પોતાના આત્માના કલ્યાણના હેતુથી આવતા નથી તેવાનાથી અવળા કર્મ, અવળા ધર્મ ને અવળી ભક્તિઓ થાય છે, અને અવળા કર્મ, ધર્મ ને ભક્તિઓ થવાથી આ જગતનું અવળુ થાય છે, ને તેનું તો અવળું થાય તેમાં કાંઇજ નવાઇ નથી.

કેટલાક તો રળીને માયા મોહોટાઇ ને મહત્તા મેળવવાના હેતુથી મહાત્મા પુરૂષોની સેવા કરીને તથા સત્સંગ કરીને માયાના આવરણે ગુરૂદ્રોહી થઇ ગુરૂના સામા થાય છે, ને પોતાનો સંપ્રદાય જુદો પાડે છે, અને માયા મેળવે છે.

માયા પોતાની આશા તૃષ્ણા રાખ્યા વિના આવી મળે તો તેને બાધ નથી. પણ પોતે આશા તૃષ્ણા રાખીને માયા મેળવવાનો હેતુ રાખે તે કેવળ નર્કના અધિકારી થાય છે.

દયારામભાઇએ કહ્યું છે કે, માયા મોટી મોહનીરે, એથી બીજું હેઠ, પોહોંચેલાને નાખે પલકમાં, છેલ્લે સીડીથી હેઠ. ઓ મનવા શ્રી હરીશરણે રેહેજે.

અર્થઃ—માયા એવી છે કે કોઇ જીવ માળ ઉપર જવા સીડીએ ચઢીને છેલ્લે પગથીએ ગયેલો હોય, તેવાને પણ માયા મોહપાસથી હેઠ નીચે નાંખે છે. માયા છે તે એવી બળવાન છે. પણ જે જીવ માયાને વશ થતો નથી ને માયાનું ચૈત્વન કરતો નથી. તેને માયા કંઇજ કરી શકતી નથી. પણ જેને માયા માયા ને માયાની જંખના લાગી રહી છે, તેને આગળ ઉપરનો કાંઇજિ વિચાર સુઝતો નથી. જેના મનમાં અરેકાર છે, તેવા જીવો અલૌકિકનું ચૈત્વન કરે છે, અને માયાનું ચૈત્વન મુકી દે છે.

સંવત ૧૯૭૭ ના જેઠ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૩૯ મી.

ગયા માસની ચેતવણીના છેલા ભાગમાં માયા માહા બળવાન છે. તે માયા કોને કેહેવી ? માયા પંચમહાભુતનું નામ માયા છે. તેમ કોઇની સાથે પ્રીતી જોડવી તેનું નામ પણ માયા છે. પીવાની ભાંગનું નામ પણ માયા છે. તેમ દ્રવ્યનું નામ પણ માયા છે. તે માયા જીવ માત્રને માર ખવરાવનારી છે તેમ દુઃખની દેવાવાળી છે.

તે માયાને ઉંડા વિચારે વિચારે તો તેનો અનુભવ થાય. જુઓ કે જે દ્રવ્યાદીક માયાને સાચવવાનો અને તેમાં વૃદ્ધી કરવાનો એટલે છે તેનાથી વધારવાનું ચૈત્વન રાત દીવસ ચાલતું રહે છે તેમ ભાંગ જે માયા કેહેવાય છે તે પીધી હોય તો ખાધા પીધાનું ને વગર ઉપયોગનું મીથ્યા ચૈત્વન ચાલે છે. તેમ ગમે તેની સાથે સ્નેહ બંધાયો હોય તેનું પણ ચૈત્વન ચાલવાનું તેમ પંચમાભુતનું જે શરીર તેમાં શક્તી અશક્તીને રોગદોગ વ્યાધી અને ક્ષુધા પીપાશાનું ચૈત્વન ચાલવાનું એવી માયા માહા બળવાન છે.

તે માયાથી જીવ માત્ર દુઃખમાં દટાઇ ગયેલો હોવાને લીધે પોતાના કલ્યાણને ઇછતો નથી. અને એમ જાણે છે કે આગળ જેમ થવાનું હશે તેમ થશે એમ ધારી ફક્ત માયાનુંજ ધ્યાન કરે છે. કદી કોઇ જીવને મહાત્મા પુરૂષનો સત્સંગ થવાથી કલ્યાણની ઇચ્છા ઉત્પન્ન થઇ હોય તો પણ તેને માયા ભમાવી નાંખે છે. એટલે તે જીવ તરીને તટે એટલે કીનારે આવ્યો હોય તથાપી તેને કીનારામાં બુરાડી દે છે. એવી માયા માહા બળવાન છે. તેની ઓળખાણ અને તેનો અનુભવ જ્ઞાનવાન પુરૂષોને કે જ્ઞાનીના સત્સંગ વાળાનેજ છે.

માટે સરવે જીવો ચેતતા રહો નહીં તો દુઃખીજ થશો. કેમકે માયા ને માયાની કાયા તેમ કાયાના જાયા તેમાંનું કોઇ પણ સાથે આવતું નથી. તે બધું હાંઇનું હાંઇ પડયું રેહે છે. છતા માયાની માયા રાખે છે. તેના જેવો લક્ષચોરાશીનો ભોગ્તા કોણ ? કોઇ કેહેશે કે કેમ જાણ્યુ કે લક્ષચોરાશીમા જવું પડે છે. ઉત્તર જો લક્ષચોરાશી ન હોય ને એકજ વખત દેહ ધરાતી હોય તો પશુઓએ પ્રથમ ઇશ્વરનું શું બગાડેલુ કે તેને પશુના દેહ આપ્યા. અને મનુશે શુ ઇશ્વરની પ્રથમ થતા પેહેલો પ્રાર્થના કરેલી કે તેને મનુશના દેહ આપ્યા. એટલો ન્યાયથી તોલ કરતો નથી ને મત હાકે છે. જુઓ ભાઇ જીવ માત્રને પોતાની કરણી પ્રમાણે દેહો પ્રાપ્ત થાય છે. અને તે દેહોમા સુખ દુઃખ ભોગવે છે, માટે લક્ષચોરાશીના સીક્ષાનો ભય રાખશો તોજ ભાન આવશે. અને ભાન આવશે તોજ ગ્નાન લેવાની ચાહના કરશે. અને પ્રાપ્ત કરશે તોજ ગ્નેપદની પ્રાપ્તી થશે. ને ગ્નેપદની પ્રાપ્તી થયા વિના લક્ષચોરાશીની ઉપાધી કોઇ કાળે મટવાની નથી. અને તે ઉપાધી મટયા વિના સદા દુઃખની નિવરતીને અખંડ સુખની પ્રાપ્તી થવાની નથી.

## ગામ વડાલીના કુંભારી સુથાર કીકાભાઇનું ૧ પ્રશ્ન.

હે માહારાજ મનસા વાચાને કર્મણા એટલે મનવડે પાપબુદ્ધી કરી હોય, અથવા વાચાવડે એટલે મોઢેથી બોલીને પાપબુદ્ધી કરી હોય. અથવા કાયાવડે પાપબુદ્ધી કરી હોય તે ત્રણે પાપનો દોશ સરખો હશે કે નુન્યાધીક હશે ?

ઉત્તર—જુઓ ભાઇ મનવડે ને વાચા વડે અને કરમ વડે જે જે પાપો થયા હોય છે. તેનું પાપ જુદુ જુદુ હોય છે. મનનું પાપ મનથી પશ્ચાતાપ કરે છુટી જાય છે. ને વાચાનું પાપ વાચા વડે માફી માગીયે તો તે પાપ વાચા વડે છુટી જાય છે. મનના પાપ કરતા વાચાનું પાપ સોળ ધણુ હોય છે. ને વાચાના પાપ કરતા કરમણાનુ પાપ સોળ ધણું હોય છે.

પ્રશ્ન—તમોએ ત્રણ પ્રકારના પાપને નુન્યાધીક કહ્યા તે પાપો શું શુ કરવાથી છુટે છે ?

ઉત્તર—મનનું પાપ મનવડે પશ્ચાત્તાપ કરી ઇશ્વરસ્તુતી કરી ઇશ્વર પાસે માફી માગવાથી મનવડે કરેલુ પાપ છુટી જાય છે. અને વાચાવડે કરેલું પાપ વાચાથી છુટે છે. જેમકે કોઇ પુરૂષે કોઈ બાઇ માણસને પાપવચન કહ્યું હોય તો તેનો તે પુરૂષ તે બાઇને જઈ એમ કહે કે અરે બેન મેં તને પાપવચન કહ્યુ તે માહારી ભુલ થઇ છે. મેં જખમારી મેં વિષ્ટા ખાધી તું મહારૂ બોલ્યુ માફ કરજે તુંતો માહારી બેન છે. એવી વાચાવડે માફી માગે તો તે બાઇનો ક્રોધ શાન્ત પડે ને તેનો અપરાધ માફ થાય એટલે તે વાચાનું પાપ છુટે છે. ને કાયાવડે કરેલુ પાપ કાયાએ ભોગવે તોજ તે પાપથી છુટાય છે, તે વિના છુટાતું નથી, કેમકે કાયાએ કરેલુ પાપ ભોગવે ને વાચાથી કરેલુ પાપ વાચા ભોગવે. તેમ મનથી કરેલું પાપ મન ભોગવે. એ રીતે ત્રણ પ્રકારના પાપ ત્રણ પ્રકારે છુટે છે.

## સાધુ નથુરામ તુળશીદાસનો પ્રશ્ન.

હે ગુરૂ મહારાજ જગતના લોકો તથા સંત સાધુઓ અને વિદ્વાન આચાર્યો એમ કહે છે કે પરમેશ્વર છે તે કોટાણુકોટી સુર્યના કરતા તેજસ્વી છે તેથી એવી શંકા થાય છે કે તારા ચંદ્ર અને સુર્ય પરમેશ્વર કરતા ધણાજ ઓછા તેજસ્વી છે, તે આખા જગતના જોવામા આવે છે ને સુર્ય ચંદ્ર કરતાં કોટાણુકોટી તેજસ્વી પરમેશ્વર છે તો તે પરમેશ્વર દેખાવમા કેમ આવતા નથી તેમ તેમનું તેજ પણ કેમ દેખાવમાં આવતું નથી.

ઉત્તર—જુઓ ભાઇ પરમેશ્વર છે તે માહા તેજસ્વી છે ને તેમનું તેજ કોટાણકોટી સૂર્યના કરતાં વિશેષ છે એ વાત ખોટી નથી. પણ તે તેજસ્વી વસ્તુ અથવા વસ્તુનું તેજ નજરે જોવામાં નથી આવતું તેનું કારણ એ છે કે આપણુ સર્વે મહદાકાશની મહીં છીએ. એટલે આપણા ઉપર મહદાકાશનું આછયાદન થએલું છે અને મહદાકાશની પાર પરમ વસ્તુ છે તેથી તે આપણા જોવામાં આવતી નથી. જેમ આપણીને સુર્યની વચમાં વાદળું આવે છે તો તે સુર્યનારાયણ દેખવામાં આવતા નથી. પણ સુર્યનારાયણ માહા તેજસ્વી છે એમ જાણીએ છીએ તેમ મહદાકાશના આછયાદનથી માહા તેજસ્વી પરમેશ્વર દેખાતા નથી પણ માહા તેજસ્વી વસ્તુ પરમેશ્વર છે એમ જાણીએ છીએ. એ રીતે પરમેશ્વર છે. વળી જેમ કોઇ ડેરા તંબુમા આપણુ હોઇએ ને તેની બાહાર સુર્યનો પ્રકાશ હોય છે પણ તે પ્રકાશને આપણ દેખતા નથી પણ તે ડેરાતંબુમાં એક જગોએ બાકોરૂં હોય તે બાકોરામાથી જોઇએ તો જરૂરથી સુર્ય દેખાય છે. તેમ પરમેશ્વરને જોવાનું મહદાકાશમા એક બાકારૂં છે તે બાકોરૂ તત્વગુણી માયાનું છે. તેથી તેમાથી સુરતા માંડે તો તે પરમેશ્વર તેજસ્વી વસ્તુ જરૂર જોવામાં આવે. એટલે માયા વશીષ્ટ બ્રહ્મમાં લક્ષણા પોરવીને નજર માડે તો તે જોવામાં આવે. જેમ કોઇ ઝાડની નીચે બેઠા હોઇએ એટલે ઝાડની છાયાને લીધે જેમ સુર્ય દેખાતો નથી તેમ તે દેખાતા નથી. પણ પવન લાગવાથી ઝાડના ડાળાં પાંખડાં ને પાદડાં હાલીને આઘાં પાછાં થાય છે તે વખત બાકોરા પડવાથી સુર્યનાં દર્શન થાય છે. તેમ પરમેશ્વરના દર્શન થઇ શકે છે. પણ તેવું ધ્યાન દેનારનેજ તે દર્શન થાય છે. સંવત ૧૯૭૭ ના અશાડ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૪૦ મી.

ગયા માસના ચેતવણીના છેલ્લા ભાગમાં માયા માહા બળવાન છે. અને તેજસ્વી પરમેશ્વર કેમ દરસાતા નથી તે વિષય હતો. હવે એવી બાબતોનું જાણપણું હોય તેમાં કલ્યાણ છે નહિ. હવે તો ટુંકામા ટુંકો કલ્યાણનો માર્ગ જાણવો જોઇએ. તે કલ્યાણકારક તો આત્મજ્ઞાન અને પરમાત્મજ્ઞાન હોવું જોઇએ ને તે જ્ઞાન પ્રાપ્ત કરીને તેનું ધ્યાન પ્રેમપુર્વક પુર્ણ લક્ષણા સદાકાળ હૃદયમાં રહેવી જોઇએ.

જગતના જીવોને ઘણા કાળનું ધ્યાન ખાવા પીવા પહેરવા ઓઢવામાં ને ધંધાધારીમાં રહે છે; તેથી ધ્યાન કરતા તેની તરફ જતું રહે છે એ મનનું ચળીતપણું છે. કેમકે મન માયાનું સંબંધી છે. ને આત્મા પરમાત્માનો સંબંધી છે, પણ તે આત્મા મનને વશ થઇ રહેલો છે ને મન માયાને વશ થઇ રહેલું છે. તેથી મનને માયા ખેંચે છે. ને આત્માને મન ખેંચે છે. જેમ ઘોડા ઉપર કોઇ પ્રાણીએ સ્વારી કરી હોય પછી તે ઘોડાની લગામ પોતાના હાથમાં રાખવાની સત્તા ન હોય તો ઘોડો તે સ્વારને ફાવે ત્યાં લઇ જાય છે. તેમ મનરૂપી ઘોડો છે અને તે ઘોડા ઉપર જીવની સ્વારી છે. તે જીવ સત્તા વીનાનો થઇ રહેવાથી ઘોડાને વશમાં રાખી શકતો નથી. પણ જે જીવે કોઇ જ્ઞાનવાન મહાત્માનો સત્સંગ કરીને મનરૂપી ઘોડાની લગામ પોતાના વશમાં રાખતા શીખ્યો હોય તો તેનો મનરૂપી ઘોડો તેના વશમાં રહી શકે છે. એટલે ધ્યાને ધ્યાની જીવે કેવું કરવું જોઇએ કે ધ્યાન કરતાં કરતાં મનરૂપી ઘોડો બીજે રસ્તે લઇ જવા લાગે એટલે ત્યાથી પોતે અટકી જઇ ઘોડાને અટકાવીને એટલે ઉભો રાખીને પાછો જે રસ્તે જતો હોય તેજ રસ્તે ચડાવી દેવો. ને જે જે

જગાએથી ઘોડો ફંટાય તે તે જગાએ ખમચાઇને પાછા જે રસ્તે જવું હોય તે રસ્તે ચાલવા દેવો. પણ જ્યાંથી ફંટાય ત્યાંથી એને અટકાવી રાખવો, તેમ ધ્યાન કરતાં બીજા વિચાર ઉપર મન જવાની તૈયારી કરે ત્યાંથી ધ્યાન કરતાં અટકી જવું ને પછી પાછું જે ધ્યાનને માર્ગે જતા હોઇએ તેને તે માર્ગે જવું. પણ જ્યાં જ્યાં જેટલી વખત ફંટાય ત્યાં ત્યાં તેટલી વખત અટકી જઇને પાછા સીધે માર્ગે ચાલવા માંડવું.

આ તો મન રૂપી ઘોડે બેઠેલા અજ્ઞાન જીવો ઘોડાને અટકાવતા નથી. ને જેમ ઘોડો ખેંચે તેમ ખેંચાયા જાય છે. ને પછી એમ કહે છે કે ધ્યાન કરતા કરતાં બીજા વિચારોપર જીવની લક્ષણા જતી રહે છે. એ વાત ખરી છે. પણ લક્ષણા બદલાઇ કે તરત સ્થંભી જવું ને એમ વિચારવુ કે આ તો હું ફંટાયો. એમ સમજીને પાછા જે ધ્યાનને રસ્તે ચઢયા હતા તેને તે રસ્તે ચઢી જવું; એટલે દીવસે દીવસે એમ કરતા કરતાં તે ટેવ ભુલાશે, જેમ આપણે કોઇ ગામ જતાં રસ્તો ભુલી બીજે રસ્તે ચઢી જઇએ છીએ તો આપણનેજ એમ ભાસ પડે છે કે કંઇક રસ્તો ભુલ્યા છીએ એવું ભાસે તે ઠેકાણે અટકી રહી વિચાર કરવા લાગીએ છીએ કે આ રસ્તો બીજે આવ્યો. એમ સમજી તે બીજા માર્ગથી પાછા વળી હતા તે રસ્તા પર આવીએ છીએ. એમ જ્યા મન બીજા વિચારે ચઢે ત્યાં એકદમ અટકી જવું ને જે માર્ગે ચાલવા માંડયું હતું તેજ માર્ગે ચાલવા માંડવું. એ રીતે બે વાર પાંચ વાર દસ વાર પાછા વળ્યા એટલે તે ટેવ ભુલી જવાશે. પણ જેને માયાનું ઘણું ચેતન અને ઘણી લક્ષણા હશે તેનો ઘોડો ઘણી ચાબુકો ખાશે ત્યારે તે ઘોડો સીધો ચાલશે માટે જ્ઞાની પુરૂષોએ મનરૂપી ઘોડાની લગામ બરોબર પોતાના હાથમા રાખવી જોઇએ.

આમ કરતાં બીજા વિચારે ચઢી જવાય છે તે શું તેને ભાન નથી. ભાનવગરનો પણ તે અભાન થઇ તેને તે રસીક વિચારે ચઢેલો પોતે પાછો વળતો નથી.

જેમ નીંદ્રામા રસીક સ્વપ્ન આવેલું હોય તે સમે કોઇ બોલાવે ને જાગ્રત કરે તો તે આપણને શત્રુ સમાન્ય લાગે છે. ને બરોબર જાગ્યા પછી સ્વપ્નને મીથ્યા સમજી જગાડનારના ઉપરથી શત્રુ ભાવ ઉઠી જાય છે. તેમ ધ્યાનમાં રસીક વિચાર ઉત્પન્ન થએલો હોય તો તે સમે ગુરૂનું વચન કે આપણા જીવનો નીશ્ચે આપણને અટકાવે છે તે વેળા ખોટુ તો લાગે છે; પણ જરા વારમાં તે વિચાર શત્રુ સમાન્ય લાગીને પાછો જે મારગ ઝાલ્યો હતો તે મારગે ચાલવાની ઉલટ આવે છે.

તેમ ધ્યાની પુરૂશો રસીક વિચારથી અટકે તે અટકતાં તો ઠીક લાગે નહી, પણ અટકીને ધ્યાન મારગ સામુ જુએ તો પેલો રસીક વિચાર ખોટો ભાસે માટે ધ્યાન કરતાં બીજા વિચારે જીવ ચઢે કે તરત ત્યાં અટકી જઇ વિપળ વાર થંભી જવું ને માળાને પણ થંભાવી રાખવી એજ ધ્યાની પુરૂષોનું લક્ષણ છે.

સ્થંભીને અરેકાર કરી પાછા ધ્યાન મારગે ચઢી જવું. એ રીતે ધ્યાન કરવું. તેમાં એટલું યાદ રાખવા અમુક વસ્તુ મુકતા જવું એટલે આજ ધ્યાનમાંથી કેટલી વખત જીવ ફંટાઇને બીજા વિચાર પર ગયો. તેની ગણત્રી રાખવા કાંકરી અગર ચોખાના દાણા મુકવા. પછી કાલ કેટલી વખત જીવ ફંટાયો, ને પરમ દીવસે કેટલી વખત ફંટાયો એમ એની ગણત્રી કરી રાખવી. તેમાં આટલી કાંકરી કે આટલા ચોખાના દાણા થયા કે આટલી વખત જીવ ફંટાયો ને પણ ધ્યાનને સમે ધ્યાનમાં લેવું નહી.

જે વખત જે કામ થયું તે વખતની વાત તે વખત રાખવી. પણ ધ્યાનમાં તે વાત લેવી નહી. એવા સખત વિચારથી ધ્યાન કરવું. કોઇ બોલતું હોય, કોઇ આવતું જતું હોય, કોઇ કાંઇ ખખડાવતું હોય કે મક્ષીકા વિતાડતી હોય પણ તેના ઉપર ફંટાઇ જવું નહી. તેનો એક સામાન્ય ઉપાય છે.

ધ્યાન કરવા બેસવું તે સમે સ્વચ્છ વસ્ત્ર મોઢે માથે હોઢી લેવું ને કાનમાં રૂનાં પુંમડાના દાટા દેવા ને વસ્ત્ર હોઢયું હોય તો પણ નેત્રો મીચી રાખવાં ને સીદ્ધાસને બેસવું. ને ઘણે ભાગે અલક જગોમાં બેસવું. એ રીતે ધ્યાનાસન કરવું.

તેમાં એવી સ્થીર વૃત્તી કરવી કે કોઇ વાહાલામાં વાહાલુ માણસ પરદેશ ગયેલું ઘણે દીવસે આવે ને તેને આપણાં ઘરનાં બોલાવે. તેનો વખતે આપણુને આભાશ પડે પણ તેમાં લક્ષ આપવો નહી, નહી ને નહી. એવું દ્રઢ ધ્યાન થવું જોઇએ.

એવું દ્રઢ ધ્યાન કરવામાં ઘણી અડચણો આવતી હોય તો એક કલાક ધ્યાન કરતા હોઇએ તો અડધો કલાક કરવું. અડધા કલાકમાં પણ અડચણો આવતી હોય તો પા કલાક કરવું. પછી એમ કરતાં કરતાં પછી વિશેષ વખત ચઢતા જવું, પણ સાફ મનથી ચોખી રીતે ચોખુ કામ કરવું. એવું કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ મેંલી રીતે વધારે વખત કરવાથી મળતું નથી. માટે થોડો વખત ધ્યાન કરવું પણ સુધ્ય લક્ષણાની સ્થીરતાથી કરવું. પણ લપલપાટ કરીને વધારે મંત્રમાળા કરવી તે ઠીક નથી જેવું કામ શાન્તીથી થાય છે તેવું કામ ઉતાવળથી થતું નથી. ને જે કામ શાન્તીથી થાય તે ચોક્કસ થાય છે. ને ઉતાવળથી થએલું મેંલુ થાય છે. માટે ધ્યાની જીવોએ શાન્તીથી ધ્યાન કરવું. દીવસે શાન્તી રહે તેમ ન હોય તો રાત્રીએ હાથ પગ ધોઇ માંથે જળનો છાંટો નાખીને ધ્યાનમાં બેસવું પણ ચોખી રીતે દ્રઢ વૃત્તીએ કરવું. સંવત ૧૯૭૭ ના શ્રાવણ સુદી પુર્ણિમા.



## ચેતવણી ૪૨ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં ધ્યાન કેવી રીતે કરવું તેમાં મનને કીએ પ્રકારે સ્થીર સબંધી યુક્તી બતાવી છે છતા મન સ્થીર ન રહે તો એમ જાણવું કે તે જીવને માયાના આવણનું ચૈત્વન ઘણુંજ છે. તેવા માઇકિ ચૈત્વનવાળાને માઇક ચૈત્વન ઓછુ કર્યા વિના એક માઇક ચૈત્વનનો અભાવ થયા વિના અને આ એક જન્મમા સદા દુખની નિવર્તિ અને અખંડ સુખની પ્રાપ્તી મેળવી શકાતી નથી. કેમકે સોમણ અનાજમાં પાશેર કાંકરા હોય તે શા લેખામાં વળી ખારા પાણીનો સમુદ્ર ભર્યો હોય તેમાં એક ઘડો ભરીને મીઠું પાણી રેડીએ તો તેથી સમુદ્રનું ખારૂ પાણી કોઈ કાળે મીઠું થાય નહી. તેમ તે પાણીમાં મીઠાશ રહે નહી એ રીતે જે જીવને માયાનુ ચૈત્વન અને માયાની તૃષ્ણા તેમ માયાની શોસના રાત દીવસ લાગુ રહી છે તેને સત્ય વસ્તુ કોઇ કાળે પ્રાપ્ત થતી નથી. કદી સત્ય વસ્તુ પ્રાપ્ત કરવાનું સાધન હાથ આવ્યું હોય પણ તેને સત્ય વસ્તુ સાધ્ય કરવાની ફુરસદ મળતી નથી. જેમ વિંછુનો કે સર્પનો મંત્ર હાથ આવ્યો હોય પણ મંત્રને સાધ્યા વિના વિછું કે સર્પ ઉતારી શકાતો નથી. તેમ સત્ય નિત્ય વસ્તુ જે અખન્ડને અવિચળ અવિનાશી એવા જે પરમાત્મા તેમના પદની પ્રાપ્તી કોઈ કાળે થતી નથી. તેથી તેવા જીવો લક્ષ ચોરાશીને ભોગવ્યા કરે છે. ને દરેક જન્મે દુખના ભોક્તા થાય છે.

આ વાત લક્ષ ચોરાશીના ભોક્તા થવાના હોય છે, તેને સાચી લાગતી નથી ને ધ્યાનમા બેસતી નથી. જેમ આપણુ નાહાના બાળકોને કહીએ છીએ કે અલ્યા તમે ભણો નહીતો મોહોટા થએ પસ્તાશો.. તે વાત તે સમે તે બાળકોના મનમા ઉતરતી નથી. તે પછી તે બાળક ઉમ્મર લાયક થાય છે તેવારે તે ઘણો પસ્તાય છે. તેમ માયાના લક્ષાર્થિ જીવો હાલ થન થન થઇ રહેલા છે. પણ તે પાછળથી દુખી થઇ થઇને પસ્તાવાના છે.

માયાના લક્ષાર્થિ પોતાની નજરે લક્ષ ચોરાશીના જીવોને આ જગતમા દુખી થતા જુએ છે પણ તેના દુખનો વિચાર તેને આવતો નથી. જુઓ કે કુતરા, બીલાડા, ગધેડાં વિગેરે જીવો કેટલું કષ્ટ ભોગવે છે. જો તેનો વિચાર કરીએ તો તે દુખ સમજવામા આવે. જુઓ કે કુતરાને જગતનું એઠુ જુઠુ કોહોયુ સડાયુ ને ગંધાતુ જો કોઇ ખાવા નાખે તોજ તે ખાવા પામે. નહીતો કેવટ મુનશાફિહની વિષ્ટા ખાવી પડે છે. વળી, ભોયપર ગોબરી ગંદી જગોમાં સુઈ રેહેવુ પડે છે. ટાઢ તાપ ને વરસાદની ઝપટો વેહવી પડે છે.

વળી રસ્તે જતા આવતા છોકરા લાકડી, માટી કે ઈંટ કે ઢગા મારતા જાય છે તે સરવેનો માર ખમી રેહેવો પડે છે. તેમ જેને તે હાડ હાડ કરીને જ્યાથી ત્યાથી કાઢી મુકે છે. જો તેના શરીરે કોહોવાટ થયો હોય છે તો તેની કોઈ દવા કરે નહી ને તે કોહોવાટમાં જીવડા પડે છે તેથી તે અત્યંત દુખી થાય છે ને તેવા કોહેલા ને જંતે ને મારી કાઢે છે. કદી તે મરવા પડે તો તે વખત તેની કોઈ સારવાર કરતુ નથી મરતી વખત પાણી પણ કોઈ પાતુ નથી ને બીચારૂં ભોયપર ટાટીયા ઘસી ઘસીને અને રાડો પાડી પાડીને મરી જાય છે તોપણ કોઇ તેના સામુ જોતુ નથી એવા દુખી દેહોને મનુશ માત્ર જુએ છે. છતા તેને એમ ભાન આવતુ નથી કે અરેરે આપણ આ અવતારને પ્રાપ્ત થઇશું તો આપણી પણ આ દશા આવશે.

એ રીતે મનુષ્યો વિચારતા નથી. તેમ તેવો વિચાર તેને આવતો પણ નથી. તેવા જીવો લક્ષ ચોરાશીમા જાય છે અને દુખી થાય છે.

અરે મનુશભાઈ઼ઓ પોતે પોતાનુ તો ભલુ ઇચ્છો નહિન કાયામા, માયામા ને જાયામા શું લબ્ધ થઇ રહ્યા છો. અરેરે તમને આગળની ચિન્તા કેમ થતી નથી.

આપણે કોણ છીએ, ક્યાથી આવ્યા છીએ, આપણૂં મુળ વતન ક્યા છે. તેમ આપણો મુળ દેશ કીયો છે. તે બધુ ભાન ભુલી જઇને માયારૂપી ભાગની નીશામા ગાડા બની ગયા છો પોતાનો મુળ દેશ કીયો? તેને પણ જાણુતા નથી. જુઓ પોતાનો દેશ કીયો, પ્રદેશ કીયો, વિદેશ કીયો ને ઉપદેશ કીયો? તેતો હજી સુધી સમજયાજ નથી. છતા કોઈ માહાત્મા કે ધરમાચાર્યોને ગુરૂ કરવા જાઓ છો ત્યાં એમ કહો છો કે ગુરૂ મહારાજ અમને ઉપદેશ આપો. એ રીતે માગો છો ઉપદેશ, તો ઉપદેશ માગી લઇને ઉપદેશ જવાની ઇચ્છા રાખતા નથી. ને ત્યાં જવાની કેહેડ બાધતા નથી. ફક્ત મોઢા ઉપરથી ઉપદેશ માગે છે. ઉપદેશ એટલે શું? અને તે કીયો દેશ—તેવું પોતે જાણતો નથી ફક્ત મોઢે ઉપદેશ એટલું બોલતા આવડયુ છે. તેમ ગુરૂ માહારાજને પણ ઉપદેશ શબ્દ કેહેતા આવડે છે તે પણ ઉપદેશને ઓળખતા નથી. એ રીતે આજકાલ કળીયુગના પ્રવાહે ધર્મ સબંધી ધબડકો વળી ગયો છે, વળી ગુરૂ પાસેથી મંત્ર લે છે. તે મંત્રનો અર્થ શું છે તે પણ ગુરૂને પુછતા નથી. મંત્રોમાં ઇશ્વરનું શરણુ માગેલુ હોય છે, કોઇમાં ફક્ત નમન કરેલુંજ હોય છે, પણ

આવાગમન ટળી અખંડ પદની પ્રાપ્તીનું માગણું હોતું નથી, એટલે મોક્ષની પ્રાપ્તી થતી નથી, માટે હે મહુશભાઇઓ, કાંઈ ઉંડા ઉતરી જ્ઞાન મારગે ચડો તોજ તમારૂ આવાગમન મટી અખન્ડાનંદની પ્રાપ્તી થાય.

અરે ધર્માસ્તીક બંધુઓ ગઇ ચેતવણીમાં ધ્યાન કરતાં મન માયામાં જતુ ન રહે તેની યુક્તી બતાવી છે, છતાં માયા માહા પ્રબળ કરતી હોય તો ગુરૂમુખથી માયાની સ્તુતીનો મંત્ર લેઇ ધ્યાન કરતાં પેહેલાં તે સ્તુતી કરીને ધ્યાનમાં બેસવું એટલે માહામાયાની કૃપા રેહેશે ને ધ્યાન થશે. તેમાં માહામાયાની રેહેમીયત અને આપણુ પરીશ્રમ અને ત્રીજુ આશ્રીન એ રીતે ત્રીપુટીથી ધ્યાન કરવું, એમ કરતાં કરતાં મન વિરામ પામશે, અને સંતોષ અને શાન્તીની પ્રાપ્તી થશે.

એકવાર પુરણ શ્રદ્ધાથી સ્વાદ સાચા મનથી ને સાચા પ્રેમથી ચાખી જોશો એટલે અમારે તમને કેહેવું પડશેજ નહી, તમો તમારી આપોઆપ તે મારગે ચઢી જશો પણ જ્યાં સુધી ખરા અંતઃકર્ણથી કામ કરીને સ્વાદ ચાખ્યો નથી ત્યાં સુધી માયા બળ કરશે ને કળીયુગ કુમતી આપીને ભ્રષ્ટ કરશે. ને એકવાર ભ્રષ્ટ થયા એટલે તો ભ્રષ્ટતાનો વધારો દીવસે દીવસે વધતોજ જશે, પછી તમારો પતો લાગવાનો નથી. માટે પેહેલેથી ચતુર જીવો ચેતો ચેતો ને ચેતો.

મનુશને માયાનો સ્નેહ ઉતરી ગયા વિના વૈરાગ્યની પ્રાપ્તી થતી નથી ને વૈરાગ્ય વિના સવળી ભક્તી સુજતી નથી, ને જ્યાં સુધી સવળી ભક્તી થતી નથી ત્યાં સુધી સવળુ થતું નથી.

સંવત ૧૯૭૭ ના ભાદરવા સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૪૨ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે મનુશને માયાનો સ્નેહ ઉતર્યા વિના વૈરાગ્યની પ્રાપ્તી થતી નથી ને વૈરાગ્યની પ્રાપ્તી થયા વિના સવળી ભક્તિ સુજતી નથી. કેમકે જવું છે પુર્વમા ને જોના રહેવું છે પશ્ચિમમાં એટલે આખો રાખવી છે પશ્ચિમમા. તેવા ચાલનારાને સીધો ને સરળ રસ્તો હોયજ ક્યાંથી. એવા આડુ જોઇને ચાલનારને રસ્તામાં ઠેસા વાગે ખાડા ખએોચીયામાં તે પડી જાય ને દુખી થાય એ રીતે હાલ કળીયુગના અજ્ઞાની જીવો માયાને વશ થએલા ધર્મના ધતીંગોમાં પડી અવળી ભક્તિઓ કરી અધર્મના ખાડમાં પડે છે.

હાલના પશુ જેવા જીવો, માયાથી છવાએલાને મુનશા દેહના ધર્મમાં શું છે તેની જરાએ ગમ નથી.

ફક્ત લોક વ્યવહારે ગમે તે ધર્મમાં જઇ ગુરૂ કરે છે. ને તે ગુરૂને જઇ એમ કહે છે કે ગુરૂ મહારાજ મને ઉપદેશ આપો. પછી ગુરૂ મહારાજ મંત્ર આપી ગળામાં ગાળીયું બાંધી ભેટ લઈ કહાડી મુકે છે.

હવે મંત્ર લેનારો ને મંત્ર આપનારો ઉપદેશ શબ્દનેજ સમજ્યો નથી. કે દેશ તે શું પ્રદેશ તે શું, વિદેશ તે શું ને ઉપદેશ તે શું એટલે હાલની સ્થિતિમાં દેશ તે કીયો ને પ્રદેશ તે કીયો, તેમ વિદેશ તે કીયો, ને આપ્યો તે ઉપદેશ કીયો, તેમ હાલ સ્થિતિનો દેશ

ક્યાં છે. પ્રદેશ ક્યાં છે વિદેશ ક્યાં છે. એ દેશો કેવડા છે, કેવા છે અને તે આસપાસ છે કે નીચા ઉંચી છે. તે ઉપદેશ લેનારોને ઉપદેશ આપનારો સમજ્યા નથી. ને એક ઉપદેશ એવો શબ્દ ફક્ત બોલતાં આવડયો છે.

ઉપદેશનો મંત્ર લેનારને તો કોઇપણ દેશની ગમ નથી એટલે કાને સાંભળેલો ઉપદેશ શબ્દ બોલીને ઉપદેશ માગે છે. તેમ ઉપદેશ આપનારાને ગમ નથી કે જે આ મંત્ર હું આપું છું તે મંત્ર દેશનો છે કે પ્રદેશનો છે કે વિદેશનો છે કે ઉપદેશનો છે. આટલી તો ગતાગમ છે નહી. છતાં ઉપદેશ આપવા બેસે છે.

એ રીતે ઉપદેશ આપનાર ને ઉપદેશ લેનાર બેઉ અવળી ભક્તિએ ચડયા છે. એટલે ભક્તિ કરતાં શું શું બોલીએ છીએ કે શું શું ઇશ્વરને કહીએ છીએ તેનું તેને ભાન નથી. ને અડદ મગ મઠ વિગેરે ભેગુ ભરડે જાય છે.

તેમાં એટલે સુધી બુદ્ધિ બળી ગઇ છે કે, આ તે ઇશ્વરની સારી કીરતી કરીએ છીએ કે અપકીરતી કરીએ છીએ. આપણા શબ્દો ઇશ્વરને રીઝવવાના છે કે ખીજવવાના છે. વળી આ શબ્દોથી ઇશ્વરનાં છીદ્રો ઢાંકીએ છીએ. આને ઇશ્વરને સારી સારી ઉપમા આપીએ છીએ કે ખોટાં ખોટાં મેહેણાં મારીએ છીએ.

એ રીતે પોતાના શબ્દોનું ને બોલ્યાનું ભાન છે નહિ ને ઇશ્વરની નોમીનલ ભક્તિ લેઇ બેઠા છે. એ તે ઇશ્વરની ભક્તિ કહેવાય કે, ઇશ્વરની મહત્તાની ભાગની કરી કહેવાય.

જરા વિચાર કરો, જો કોઇ જ્ઞાનવાન મહાત્માનો સત્સંગ કરીને સવળું સમજશો તોજ તમારાથી સવળી ભગ્તી થશે અને સવળી ભગ્તી કરશો તોજ સવળા ફળ મળશે. ને અવળી ભક્તિ કરવાથી અવળાં ફળ મળશે અને જ્ઞાનવાન અનુભવી જ્ઞાનવાનનો સત્સંગ કરવાથી સવળી ને અવળી ભગ્તી સમજાય, અને તેથી સવળી ભક્તિ થાય. તેમ દેશ પ્રદેશ વિદેશ અને ઉપદેશનું જ્ઞાન થાય.

જુઓ આ સ્વર્ગ મૃત્યુને પાતાળ એ ત્રિલોકી જગત છે. તેમાં હાલ આપણે છીએ. તેથી હાલ આપણો આ દેશ કહેવાય છે. તે સ્વર્ગ મૃત્યુને પાતાળ ૐકારના ઉકાર ને મકાર સુધી છે. તે હાલ આપણો દેશ કહેવાય છે. અને તેને હાલ આપણો દેશ અજ્ઞાનતાથી માનીએ છીએ. ૐકારનાં અકારમા બ્રહ્મા, વિષ્ણુ શીવ ને શક્તિ છે તે પ્રદેશ છે. અને ૐકારના ઉપર અર્ધ માત્રા છે તેનું નામ વિદેશ કહેવાય છે. અને ૐકારના ઉપર માત્રા છે તે માત્રાના ઉપર જે બીન્દુ છે તે ઉપદેશ છે. એ રીતે દેશ પ્રદેશ વિદેશને ઉપદેશ છે તે એક બીજાથી ઉંચે નીચે છે. એ રીતે ચાર દેશોનો દેખાવ ૐકારમાંજ છે.

હવે એ ચાર દેશમાથી કીયા દેશમાં જવાની જીવને ઇચ્છા છે તે જીવોએ પોતાની આપે પોતાને વિચારવાનું છે.

જેને આ ભુલોકમાં રહેવાની ઇચ્છા હોય તેનું ધ્યાન અને તેની ક્રીયા જુદી છે. અને તે ક્રીયા કરવાથી આ લોકમાં વારમવાર જન્મો ધારણ કર્યાજ કરે. અને આ દેશમાં ને આ દેશમાં પણ સ્વર્ગમાં જવાની ઇચ્છા હોય તેને યજ્ઞ યાગાદીક ક્રિયા અને ધ્યાન કરવાની છે. પણ તેની રીત જુદી છે.

જેને પ્રદેશમાં જવાની ઇચ્છા હોય તેની ક્રીયાને તેનું ધ્યાન કરવાની રીત જુદી છે.

જેને વિદેશમાં જવાની ઇચ્છા હોય તેની ક્રીયા ને તેનું ધ્યાન તે પણ જુદુ છે. તેમ

જેને ઉપદેશ એટલે મોક્ષમાં જવાની ઇચ્છા હોય તેની ક્રીયાને તેનું ધ્યાન તે પણ જુદું છે તેમ દરેકના મંત્રો પણ જુદા જુદા છે. જુઓ કે વિંછીને મંત્રે સર્પ ઉતરે નહી ને સર્પને મંત્રે વિંછી ઉતરે નહી. તેમ કૈલાશના મંત્રે વૈકુન્ઠ મળે નહી ને વૈકુન્ઠના મંત્રે કૈલાશ મળે નહી.

માટે જે જે જીવને જે જે સ્થળે જવાની ઇચ્છા હોય તે તે જીવ તેની લક્ષણા રાખે છે, અને તેનાજ મંત્રને જપે છે.

**मरणेयाम तिसागती.**

એટલે જેની જ્યાં મતી ત્યાં તેની ગતી. એવું વેદે શ્રુતિ વાક્યથી કહ્યું છે. માટે જે જે જીવને જ્યાં જ્યાં જવાની ઇચ્છા હોય તે તે જીવે તેનું ધ્યાન કરવું. એટલે મંત્ર વિના ગમે તેટલું નામનું ધ્યાન કરે તેથી ધાર્યું કાર્ય કોઈ કાળે સિદ્ધ થતું નથી. કેમકે મંત્ર વિના સર્પ વિંછી જેવા ઉતરતા નથી તો મંત્ર વિના નામ સ્મરણ કરીએ તો તે કેમ કરી પ્રાપ્ત થાય.

જુઓ કે ઉતર વિંછી ઉતર વિંછી એમ નામ સ્મરણથી વિંછી ઉતરતો નથી તેમ મંત્ર વિના સર્પ પણ ઉતરતો નથી. તો જે મહાન પુરૂષો અને તેમનાં સ્થળ મંત્ર વિના એકલાં નામથી પ્રાપ્ત થતાં નથી.

માટે મંત્રો વડે ધ્યાન કરવાથીજ મનવાન્છીત ફળની પ્રાપ્તિ થાય છે. તે વિના એકલા નામ સ્મરણથી કોઇ કાળે તે વસ્તુની પ્રાપ્તિ થતી નથી નથી ને નથી.

વળી હાલ કળીયુગના કીંકર મહાત્માઓ થઇ પડેલા ખોટા ખોટા મંત્રો બનાવી ભોળા ભગતોને ભોંયગામા ઘાલે છે. માટે મંત્રનો અર્થ શું છે તે પણ મંત્રો લેનારે જાણવું જોઇએ અને તે મંત્રમાં માગણું શું છે તે પણ જાણવું જોઇએ.

સંવત ૧૯૭૭ ના આસો સુદી પુર્ણિમા

---

# ચેતવણી ૪૩ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે જે દેવ ઉપર આપણી પ્રીતી હોય ને જે દેવને સ્થળે જવાની ઇચ્છા હોય તેણે તે દેવના મંત્ર લઇ તે મંત્રનું વિધીપુર્વક સાધન કરવું. તેમ કર્યા વિના કોઇ કાળે કોઇ પણ દેવ અથવા કોઇ પણ ઇશ્વરની પ્રાપ્તી થતી નથી. માટે ધર્માસ્તીકો અથવા એ જે દેવની કે જે દેવના સ્થળની કીયા કરવાને સારૂં; અમુક દેવને આરાધવો છે. ને તે કેવી રીતે ને કેવે પ્રકારે આરાધીશું તો તે દેવ અથવા ઇશ્વર કેવી ક્રીયાથી આરાધીશું તો તે કાર્ય ધાર્યા પ્રમાણે સીદ્ધ થશે. એ તો પહેલુંજ સમજવાની જરૂર છે છેને છે.

સર્વથી શ્રેષ્ટ એવું જે કાર્ય સીદ્ધ કરવા ઇચ્છા રાખે છે તેવા મનુશને ધન્યવાદ આપનો જોઇએ છીએ. જે કાર્ય થોડે યા ઘણે દીવસે મીથ્યા થઇ જાય એવા કાર્યની ઇચ્છા રાખનારને ધીક્કાર આપવો જોઇએ છીએ.

સદા દુખની નીવરતી ને અખંડ સુખની પ્રાપ્તી તેવું જે કાર્ય તે સર્વેથી શ્રેષ્ટ છે. અને તેવું કાર્ય હજારમાં દશ કરનાર છે. ને મીથ્યા થઇ જાય એટલે નાશ થઇ જાય એવું કાર્ય હજારમાં નવસેને નેવું મનુશ કરનાર છે. તે નવસેને નેવું મનુશ પેલા દશને વખોડે છે ને તેની નિંદા કરે છે. કેમકે તેવા નવસેને નેવું જણ અવળે મારગે ને અવળી બજીએ

ચઢેલા છે. તે કેવી અવળી ભક્ત્તી કરે છે કે જેથી બ્રહ્મા, વિષ્ણુ, શીવ ને શક્તી કંટાળી ગયાં છે. તે વિશે સમજવું હોય તો વલ્લભવિદ્રી નામનું પુસ્તક વાંચો. એટલે પરીપુર્ણ સમજાશે.

જે ભક્તીથી પ્રભુ કંટાળે તેવી ભક્તી આ કળયુગમાં ચાલે છે. તેમ હાલના પાખંડી કવીયો પ્રભુને ખોટી ખોટી ઉપમાયો આપીને આખ્યાનો પોતાના મનસ્વી ઉભાં કરે છે. તે આખ્યાનોથી ઇશ્વર ખીજે છે ને માયાલોભી જીવો રીજે છે. એવાં આખ્યાન ઉપસ્થીત કરનાર અને તે આખ્યાનો સાંભળનાર તેમ સંભળાવનાર કેવળ નર્કના અધીકારી થાય છે.

જે આખ્યાનો હાલમાં હરદાશી કથાના કરનાર આ જગતમાં પ્રવર્તાવી રહ્યા છે.

જે કામ નીચ લોકો કરતાં કંટાળે છે તેવાં કામો પ્રભુએ કર્યા તેવાં તેવાં જુઠ્ઠાં ગપ્પાં ગોઠવી લોકોને રીઝાવે છે. ને પ્રભુને ખીજવે છે. તેવાં આખ્યાનો સત્યુગ, ત્રેતા કે દ્વાપરમાં નહોતા. તેમ તે આખ્યાનોમાંનું એક પણ આખ્યાન કોઇ પુરાણમાં કે ભારથ રામાયણાદીક ઇતીહાસોમાં પણ નથી. તેવા તેવાં ગાલ ગપોડાને દંત કથાથી મનસ્વી ઉપસ્થીત કરી બઇરાં બાળક ને બાયલાઓને રીઝવે છે.

તે આખ્યાનો કહી બતાવતાં અમને તો કંટાળો આવે છે ને કાયામાં કંપારી છુટે છે. તેવા તેવાં આખ્યાનો ઉભાં કરી અજ્ઞાની લોકોને સંભળાવે છે. તેથી અજ્ઞાનીઓ સાંભળીને ખુશી થાય છે.

પ્રભુએ આગળ ઘણા ઘણા ભક્તોનાં કામ કરેલાં છે. જેવાં કે પ્રહ્લાદજીના સ્તંભમાંથી પ્રગટ થઇને ભક્તને ઉગાર્યો છે.

વળી સુધનવાની કઢા શીતળ કરીને સુધનવાને ઉગાર્યો છે. એવાં એવાં તો કામ પ્રભુએ ઘણાભક્તોનાં કર્યાં છે. પણ કોઇના કાચાં ચામડાં ધોયાં હોય તેમ સેના ભગત બનીને. એટલે ધાંયજા બનીને હજામતો કરી હોય તેમ ગોરા કુંભારનાં ગધેડાં ચાર્યાં હોય ને પાળ્યાં હોય એવાં કામ કરેલાં કોઇ પુરાણમાં કે કોઇ ઇતીહાસમાં લખાયાં નથી. તેમ બઇ માણસની સુઆવડયો કરી. તેમ દામા ભગતની વિષ્ટા ખોહોળી તેવું સત્યયુગના, ત્રેતાયુગના કે દ્વાપરયુગના કોઇ ભક્તોનું એવું નીચુ કામ કર્યું હોય એવું કોઇ ગ્રંથમા લખાણુ નથી. છતાં આ કળીયુગમાં આગળના યુગો કરતાં એવા કેવા ભક્તો નીવડયા કે જેની વિષ્ટા ભગવાને વાળી. હા હા હા આ તે કેવી અસંભવિત વાત છે કે ભગવાનની પાસ ભંગીનું કામ કરાવ્યું. તે આપો આપ ભગવાને પોતેજ જઇને કર્યું.

નરસી મેહેતા જેવા મહાન ભક્ત. તુળસીદાસ જેવા મહાન ભક્ત, સુરદાસ જેવા મહાન ભક્ત તે ભક્તોનાં પણ એવાં કામ પ્રભુએ પોતાને આપે જઇ કર્યાં નથી. ને કર્યા છે તો ઉંચ કામ કર્યાં છે. ને તેવાં ઉંચ કામ બીજાઓને પ્રેરણા કરી બીજા પાસે કરાવ્યાં છે

અરે બુદ્ધીના બુઠા, ભગત જુઠા જરા તો વિચાર કરો કે ભગવાન એવાં નીચાં કામ પોતેજ પન્ડો પન્ડ કરે ?

શું પ્રભુના હાથમા જગતની દોરી નોહોતી કે શું જીવોની બુદ્ધી ફેરવવાની શક્તી નોહોતી. તે રાજા સેના ભગત ઉપર ક્રોધે ભરાયો તો તેને શાન્ત પાડવાની શક્તી શું નોહોતી ?

હતી. કેમકે ભગવાન છે તે સર્વ શક્તીવાન છે. ને આખા જગતના જીવોની દોરી તેનાજ હાથમા છે. છતાં પ્રભુને માથે નીચાં નીચાં કામના લાચ્છન મુકીને મુર્ખ લોકોને રીજવી નાંખ્યા એ તે શું ન્યાય નિતી ને વિવેક છે ? ના ના એ તો વિવેક નથી, નથી ને

નથી. એવા ગાલ ગપેડાંના કવિઓનાં જુઠાં જુઠાં આખ્યાનો બનાવેલાં, તે સાંભળવા ઘણા મુરખો પ્રેમ રાખે છે. તે મુરખ તો શું પણ મુરખના સરદાર છે. અને તેવા મુરખો કેવળ નર્કના અધીકારી થાય છે. તેમ તેવાં આખ્યાનોનું કથન કરનારા પણ નર્ક નિવાશી થાય છે.

તેમાં એવાં નીચાં આખ્યાનોના કરનારા કવિયો તે અઘોર નર્કના અધીકારી થાય છે. તેથી તો કોઇ જ્ઞાનવાન કવિ એમ કહી ગયા છે કેઃ-

**દોહરો.**

કવિ ચિતારો પારધી, વળી વિશેકે ભાટ;
એટલા નર્ક સીધારીયા, યમ દેખાડે વાટ.

માટે હે મુર્ખ કવિયો પ્રભુને એવી નીચી ઉપમાઓ આપવાની બંધ કરો. તેમ તેવાં આખ્યાનોની કથની કરનારા કથની કરવાની બંધ કરો. તેમ સાંભળનારા લોકો જો પરમેશ્વના પ્રેમી ભગત હો તો પ્રભુની નીચી ઉપમાયો સાંભળવાની બંધ કરે.

અરેરે તમને પ્રભુની નીચી ઉપમાયો સાંભળવાની કેમ ઇચ્છા થાય છે. ને તમને કેમ ત્રાસ પડતો નથી. ને કેમ ક્રોધ ચડતો નથી. એવું સાંભળનારા હાથે કરીને પ્રભુની નીચી નીચી ઉપમાને ટેકો આપો છો. તે ભગત જનનાં લક્ષણ નથી. માટે હવેથી શાન્ત પડો. શાન્તીઃ શાન્તીઃ સંવત ૧૯૭૮ ના કારતક સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૪૪ મી.

ગયા માસની ચેતનણીના છેલ્લા ભાગમાં એમ લખ્યું છે કે ઇશ્વરને ખોટી ઉપમા આપવી કે કહેવી કે સાંભળવી તે મહા પાપ છે. જુઓ કે આપણા બાપને કોઇ એવી નીચ ઉપમા આપે તો આપણે તેનાં બાપને સાચાં મહેણાં દઇએ છીએ, શાથી કે આપણને એમ લાગે છે કે શું મ્હારા બાપ એવાં નીચાં કામના કરનારા હતા. એ રીતે આ દેહના બાપને માટે ખોટું લાગે છે. તો સાક્ષાત્ ઇશ્વર આપણા આત્માનો માબાપ છે. તેને નીચાં કામની ઉપમાઓ આપે છે તે સાંભળવાને ખુશી થઇએ છીએ ને ખુશીથી એ બાપની અપકીરતી કરાવીએ છીએ. એ તે આપણું અજ્ઞાન કે જ્ઞાન.

જુઓ, ધ્રુવજી, પ્રલ્હાદજી, ચંદ્રહાસ, હરિશ્ચંદ્ર, પાંડવ, નરસી મહેતા, મીરાંબાઈ, વિગેરેનાં પ્રભુએ ઘણાં કામો કર્યાં છે; પણ એવા કોઇ ભક્તનું નીચું કામ પ્રભુએ કર્યું નથી. તેમ કોઇ ભક્તે પ્રભુ પાસે કરાવ્યું પણ નથી. વળી આશ્ચર્ય જેવી એક વાત એવી જાણવામાં આવી છે કે કસાઇને ત્યા માસનું તોલ કરાવવા પ્રભુ કાટલું થઇ રહ્યા હતા. અરેરે પ્રભુને એવી એવી ને નીચી નીચી ઉપમાઓ ન આપો ને ખોટે ખોટી કોઇને ના સંભળાવો તેમ સાંભળનારા ન સાંભળો. એવું તેવું સાંભળવામાં સમજો છો ધરમ પણ બાધો છો કરમ.

અરે મનુષ ભાઇઓ. ઇશ્વરને અમે તો અમારા માતા પીતા માનીએ છીએ તેથી તે અમારા માતા પીતાની અપકીરતી અમારાથી સાંભળી શકાતી નથી. માટે આ જગતમાં તે વિષે પોકાર કરીએ છીએ.

આજ કાલ કળીયુગના પ્રવાહે કરીને કેટલાએક નિરભાગીઓને ધર્મને નામે દ્રવ્યની માગણીઓ કરવાની ચાલના છે. તે કેવળ નર્કના અધીકારી થાય છે. કેટલાક અનુભવી

પુરૂષોનાં જ્ઞાનમય પુસ્તકો લઇ તેમાંનું જ્ઞાન મેળવી પુસ્તકો ગુપ્ત રાખી મુકે છે ને તે પુસ્તકો- માંથી જ્ઞાન કથન કરે છે ને એમ કહે છે કે આ જ્ઞાન અમોને ઉત્પન્ન થયું છે—ને આ જ્ઞાન અમારૂં જ છે; એમ કહી પોતાની મહત્તા પોતેજ વધારી ભોળા ભાવિક લોકોની પાસેથી દ્રવ્ય હરણ કરે છે. તેમાં વળી કેટલાક તો જ્ઞાનમય પુસ્તકોથી જે સત્ય મારગ ચાલતો હોય તેનાથી જુદો મારગ ચલાવવા અને જુદી દુકાન માંડવા સીધી લીટીના ભક્તોને અવળે માર્ગેજ ચઢાવે છે ને એમ કહે છે કે "માળા તો મનકી ભલી, ઓર કાષ્ટકા ભારા; જ્ઞાની જનકી દો ઘડી, મુરખકા જનમારા." એવું કહીને માળા ફેરવવાની મુકાવી દે છે.

વાત ખરી છે. માળા મનની હોવી જોઇએ. મન વિનાની માળા છે તે કાષ્ટના ભારા જેવી છે. પણ માળા કરતાં કરતાં આત્મ બળ ઉત્પન્ન થાય ત્યારેજ મનની માળા થાય છે. તે વિના કોઇ કાળે એમને એમ મનની માળા થઇ શકતી નથી. મન તો માયાનીજ માળા કરે છે કેમકે મન, બુદ્ધી, ચિત્ત ને અહંકાર એ ચારે અંતઃકરણ માયાના જ છે. તે મનમાં આત્મ બળ પ્રગટે એટલે ઉતપન થયા વિના અમાગીક કાર્યમા પરોવાતું નથી. જેમ બરોબર સારા અક્ષર લખતા આવડયા વિના અક્ષર ઘુંટવાનો ખરડો મુકી દે તેના અક્ષર કોઇ કાળે સારા મરોડવાળા આવી શકતા નથી, તેમ માળા છે. તે અક્ષર ઘુંટવાના ખરડા રૂપ છે. તે માળા કરવાની મુકી દેનાર અને મુકાવી દેનાર બેઉ મુર્ખ અને અધમ છે.

વળી જ્ઞાની જનની દો ઘડી એટલે બે ઘડી કહી છે. ને મુરખનો જનમારો કહ્યો છે, તે પણ ખરૂં છે, કેમકે અનુભવ સીધીવાળા જ્ઞાની છે તેને હર ગડી માળા ફેરવવાની જરૂર નથી. તેનું તો મનજ માળા કર્યા કરે છે. એટલે તેને તો મણકાવાળી માળા તે કાષ્ટનો ભારો છે. અને અજ્ઞાની તે મુર્ખ ગણાય છે. તેને જનમારો માળા કરવી જોઇએજ.

હવે અજ્ઞાની કેહેશે અમે જ્ઞાની થએલા છીએ. તેથી અમારે માળાની જરૂર નથી, ને અમારૂં મનજ માળા કરે છે. તો આ ઠેકાણે જ્ઞાનીનાં દસ લક્ષણ શાસ્ત્રે કહ્યા છે તે દસ લક્ષણ તેનામાં હોવાં જોઇએ, કીયાં કે, શ્લોક ગુજરાતીમા લખ્યો છે.

> અક્રોધ વૈરાગ્ય જીતેન્દ્રીએત્વં, ક્ષમા દયા સર્વ જન પ્રીયત્વં;
> નીરલોભ દાતા ભય શોક હરતા, જ્ઞાનસ્ય ચિન્હં દસ લક્ષણાની.

આ ઉપરના દસ લક્ષણો હોવા જોઇએ, કદી ઉપરથી તો તે દસ લક્ષણો દેખાય પણ તેનો અનુભવ કરી જોવો જોઇએ. તેમ જ્ઞાનવાન છે તો તેની સાથે પ્રશ્નો કરી તેનું જ્ઞાન નીરસંશય, નીરબાધ, નીરલેપ ને નીરંજન હોવું જોઇએ; એવો તપાસ કરીને પછી તેની માળા મુક્તનો સંશય ધરવો નહી. પણ મોઢેથી બકે તેથી તેને જ્ઞાની જાણવો નહી. પુરણ જ્ઞાનવાન અને જ્ઞાનવાનના પુરણ લક્ષણો અલૌકીક વારતામાં હોવાં જોઇએ. તે વિના વાચીને અથવા કોઇનું સાંભળીને કથની કરતો હોય તેવા ધર્મ નામે ધન ધુતનારનું કહ્યુ કોઇ કાળે માનવું નહિ. શુદ્ધ ધર્મ મારગમાથી ફાટા કાઢી ભરમાવે તેથી ભરમાઇ જવું નહી, તે લક્ષણ શુદ્ધ મારગીનું છે, વળી મનુશ દેહ ધારણ કરીને સત્સંગે ચઢીને જેનું મન ભમી જાય છે, તે જીવ લક્ષ ચોરાશીનો જ ભોકતા થાય છે. કેમકે જેવી મતી તેવી ગતી, માટે જેવી મતી થવાની તેવીજ ગતી થવાની. ભલે કોઇ વાર બીજાઓના દેખાદેખી સત્સંગમાં ભળે. પણ લક્ષચોરાશીના ભોકતા થવાના હોય તેના સત્સંગ તુટી જાય, અને અસત્સંગીનો મેળાપ થાય. તે ઉપરથી સમજવું કે, લશ્કરકા ભેદ પાયા; કે આગુસેં ગદ્ધા આયા. એટલે કુસં-

ગીનો સંગ થયો એટલે કુમારગે જવાનો ને કુમારગે જવાથી કુબુદ્ધી થવાની ને કુબુદ્ધી થવાથી કુકર્મમાં જોડાવાનો ને કુકર્મમાં જોડાવાથી કુપદનીજ પ્રાપ્તી થવાની.

આ ઉપરથી સત્સંગી જીવોને કહેવાનું કે કોઇએ કુસંગ કરવો નહી, તેમ કુસંગીથી વાતચિત સાંભળવી નહિ. તે વિષે કવિ દલપતરામ કહી ગયા છે કે જેને જેવો સંગ રંગ, તેવો ત્યાં બેસે; માટે કુસંગથી દૂર રહેજો. શાન્તિ શાન્તિ શાન્તિ. સંવત ૧૯૭૮ ના માગશર સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૪૫ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમા એમ લખ્યું છે કે સંગનો રંગ લાગ્યા વિના રહેતો નથી. જેમકે સરદરૂતુમાં સરદી લાગ્યા વિના રહેતી નથી તેમ સંગનો રંગ લાગ્યા વિના રહેતો નથી. માટે કુસંગ કરવો નહિ કુસંગીની સાથે બેસવું નહી તેમ કુસંગી સાથે વાતચિત કરવી નહિ. કદી કહેશો કે કુસંગી સાથે બેસીએ અને વાતચીત કરીએ પણ આપણું મન સાધ્ય હોય તો સંગનો રંગ કેમ લાગે ? જવાબ ગંગ કવિએ કહ્યું છે તે કવિતનુ એક ચરણ સાંભળો. કાજલકી કોટડીમેં ચાતુર પેસે તો હું, એક આદ રેખતો લાગે હી લાગે. અર્થ કાજળની કોટડીમાં કોઇ ચતુર પુરૂષ સાચવીને એટલે જાળવીને પેસે તો પણ થોડો ઘણોએ ડાઘ લાગે લાગે ને લાગે. માટે ધર્માસ્તીક બંધુએ કોઇ કાળે કુસંગ કરવો નહિ નહિ ને નહિ. કુસંગથી કોઇને લોકીકનો કે અલોકીકનો ફાયદો થયો હોય તો બતાવો. ના ના નથી થયો.

કદી કોઇને ફાયદો થયો તો તે પોતે ભોગવવા રહ્યો નહી હોય કદી પોતે રહ્યો હશે તો તેનો પરીવાર રહ્યો નહી હોય.

કદી પરીવાર રહ્યો હશે તો તે પરીવારે સુખે ભોગવ્યું નહી હોય કદી તેમ ભોગવવામા આવ્યું હશે પણ પોતે પોતાની સાથે શું લેઇ ગયો હશે ? ફક્ત અધર્મ પોતાની સાથે લેઇ ગયો હશે. તે અધર્મના ફળ તેને કેવા મળ્યાં હશે. એટલું વિચારો.

હાલ અમારાજ માયા લોભી શીષ્યો બ્રાહ્મણ વરણના તથા સાધુઓ તથા ગોસાઇ વિગેરે અમારી પાસે રહી. બીજાઓને બોધ આપી શકે એવા બનીને દ્રવ્યને સારૂ તરેહ તરેહના વેશો ધારણ કરી બોધ કરવા નીકળે છે. તેમાં જુઓ ધર્મ ચલાવવા સારૂ શીખેલા બોધમાં જુદીજુદી યુક્તીઓ ગોઠવી બીચારા ભોળીયા ભક્તોને ભરમાવે છે, ને એમ કહે છે કે માળા ફેરવે શું થાય; તીલક કરે શું થાય; એમ કહી ઘણા જીવોને ધર્મ કર્મથી ભ્રષ્ટ કરે છે, તેમ કળીકાળના પ્રવાહે હાલના અજ્ઞાનીઓને તે વાત રૂચતી આવે છે. કેમકે માળા ફેરવવામાં ખોટી થવું પડે છે તેમ કપાળમા તીલક કરવાથી લોકો ભગત ભગત કહી મશ્કરીઓ કરે. એમ સમજીને તથા તીલક કરતાં સુધી ખોટી થવું પડે એમ સમજીને તે નજ કરવું તે ઘણી સારી વાત છે. ધર્મના આળસુ અને અજ્ઞાનીઓને જોઇતું તું ને વૈદે કહ્યું. એમ સમજી તે વાત માન્ય કરે છે. તે કેવળ પશુ સમાન છે. કેમ કે પશુ તીલક કરતાં નથી તેમ નાહાતાં ધોતાં નથી. તેમ આભડછેટ ગણતા નથી તેમ વટાળને માનતા નથી તેમ ધર્મ નામને સમજતાં નથી તેમ માળા પૂજા કે ઇશ્વર સ્મર્ણ કરતાં નથી. તેજ રીતી પ્રમાણે મનુષ્ય વરતે તો પછી તેનામાં ને પશુમાં શું ફેર રહ્યો. એટલોજ તોલ કરો.

કપાળમાં તીલક કોણ કરતા નથી. કે જેને માથે ઇશ્વર ધણી નથી ને નધણીયા છે. તેજ ધણીનો શણગાર ગખે નહી. જેમકે કોઇ રાંડીરાંડ સ્ત્રી હોય એટલે ધણી વિનાની હોય તેજ શણગાર રાખે નહી, ધણીવાળી સવાસણ હોય તેને તો ધણી છે એવી નીશાની બતાવવા ચાલ્લો, ચુડો ને ચોટલો હોય જ. પણ નેધણીયાં એટલે ધણી વીનાની રાંડીરાંડના કપાળમા ચાંલ્લો હોય નહી તેમ જે મનુશને માથે ઇશ્વર ધણી નથી તેજ કપાળે ચાંલ્લા રાખતા નથી. તેમ તેવા નેધણીયા ચાલ્લા કરવાની ના કહે છે, કેમકે પોતે નેધણીયા રાંડીરાંડ છે એટલે બીજાને એમ કહે છે જેમ સવાશણી રાંડેલી વૃદ્ધને પગે લાગવા જાય છે. ત્યારે રાંડેલી આશીરવાદ દે છે કે મારા જેવી થજે. એમ સામાનું ભુંડું વાચ્ચે છે; ને પોતાના જેવા કરવા ઇછે છે.

જુઓ કોઇ રાજાનો સીપાઇ હોય છે તે પણ પટો રાખે છે કેમકે તે બતાવે છે કે માહારે માથે રાજા ધણી છે. હું રાજાનો તાબેદાર દાસ છું; એમ દરસાવે છે તેથી એનો હુકમ સરવે માને છે અને તેની સામાને સેં પડે છે, એજ પટાની મઝા છે. માટે ઇશ્વરનો પટો તે તીલક છે. વળી તીલક માળાથી રાજદરબારમા જશો તો અમલદારો પણ તેવાને ભગત જન જાણી તેની વાણીપર કાઇક વિશ્વાસ રાખે છે. માટે ઇશ્વરનો પટો છે તે મહા સમર્થ છે. છતા અજ્ઞાનથી છવાઇ ગએલા ને રોફમા ગમનાગ તેવા જે જીવો લક્ષ ચોરાશીના ભોક્તા છે. તેજ તીલકનું ને માળાનુ ઉથાપન કરે છે.

**ચાબખા.**

જેને નથી કરવી માળા, તેને બોલ્યાના છે ચાળા;
જેને નથી કરવુ ટીલુ, તે જન બોલે ઢીલુ ઢીલુ.
જેણે નથી જાણ્યો ધર્મ, તે તો કરે કુડા કર્મ;
જેને નથી થયો સત્સંગ, તેને બોલ્યાના બહુ બંગ.
જેને નથી રામ બાણ વાગ્યાં, તે ચેષ્ટાળી કરવા લાગ્યા.
જેને નથી ધરમની ગમ, તે માને છે બમે બમ.
જેનો દન થવાનો હરત, તે રહે માયામાં મસ્ત;
જેનું નહી માયામાં ચિત, એજ મનુશની જાણો રીત

અરે મનુશભાઇઓ મનુશ દેહ ધર્યો છે તો મનુશ દેહનો ધર્મ પાળો ને મનુશ દેહનાં કર્મ કરો. આ અવસર ફરીફરીને મળવાનો નથી નથી ને નથી.

મનુશ દેહનાં જે કર્મ અને ધર્મ છે તેનું જે ખંડન કરે છે તે કેવળ આસુરી જીવ છે; તેવા આસુરી જીવનું કહ્યું સાંભળવુ તે કેવળ અધોગતીને આપવાવાળુ છે. માટે અધોગતીના અધીકારી ન થશો.

આ સંસારમાં દેહના સુખસારૂ થોડા વર્ષને માટે કેવાકેવા વેશ દ્રેશ બદલો છો. અને અખન્ડ સુખને માટે અસલનો વેશ દ્રેશ હોય છે તે કાઢી નાંખો છો. અશલ વેશ દ્રેશ ને તીલક ને માળા કંઠી છે. તેને દુર કરવા બેઠા છો એજ કળીયુગનો પ્રવેશ સમજવો, અને એ જે અસલનો વેશ દ્રેશ ફેરવી નાંખવાને, ઉપદેશ કરે છે તે ઉપદેશકને સાક્ષાત કળીયુગ સમજવો.

આજકાલ કળીયુગના પ્રવાહે જગતના જીવો કુતર્કિ કુસંગી કુમાર્ગિ ને કુબુદ્ધિના થવા લાગ્યાં છે થયા છે થાય છે ને થશે.

એવા થવાથી જીવોને કોઇ પ્રકારનો લાભ થવાનો નથી. વળી આજકાલ ધર્મવેશ ધારણ કરી લોકો ધુતી ખાય છે. ને જગત ઢોંગથી જ ધુતાય છે. પછીથા ખબર પડે છે એટલે એમ કહે છે કે ધર્મનો એક ઢોંગ છે એવા પહેલા વખાણ કરીને પાછળથી વખોડે છે પણ પ્રથમથી પરીક્ષા કરી શકતા નથી એટલી બુદ્ધિમા ખામી છે, તે ખામી ઇશ્વર મટાડે ત્યારે.

આ ઉપરથી સરવે ધર્માસ્તીકોને ચેતવણી આપીએ છીએ કે પ્રથમ પરીક્ષા કરો. એવા સો બસો ઢોંગીયોને લીધે ખરા ધર્માસ્તીકો પણ જુઠામા ખપે છે. તેથી જગતના જીવો ધર્મ રહીત થાય છે. શાન્તી શાન્તી શાન્તી.

સંવત ૧૯૭૮ ના પોસ સુદી પુર્ણિ.

## ચેતવણી ૮૬ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમા એમ લખ્યું છે કે જગતના જીવો ઢોંગથા ધુતાય છે. તે ધુતાગનું મુખ્ય કારણ અજ્ઞાન છે. એટલે જ્ઞાન વિનાના ધુતાય છે.

જીજ્ઞાસુ–કેહુ છે જ્ઞાન એટલે શુ ? અને અજ્ઞાન એટલે શુ ?

વ્યા. જ–જ્ઞાન એટલે આત્મા અને પરમાત્માને યથાર્થ જાણવા, અને અજ્ઞાન એટલે પીન્ડ બ્રહ્માન્ડાદીક જાણવા.

જીજ્ઞાસુ—આત્મા પરમાત્માને જાણવાથી શુ ફાયદો ?

જ—આત્માને અને પરમાત્માને જાણવાથી–પરમાત્મા–ઉપર પ્રેમ ભાવ થાય છે; અને પ્રેમ ભાવ થવાથી તેમાજ જીવોનો લક્ષ રહે છે. અને તે લક્ષ રેહેવાથી તે પદની પ્રાપ્તી થાય છે. એટલે આવાગમન ટળીને મોક્ષની પ્રાપ્તી થાય છે. અને તે પ્રાપ્ત થવાથી તે જીવનું જન્મ ને મરણ ફીટી જાય છે.

જીજ્ઞાસુ--આપે એમ કહ્યું કે અજ્ઞાન એટલે પીન્ડ બ્રહ્મન્ડાદીક જાણવા તેથી પુછુ છું કે પીન્ડ બ્રહ્માડાદીક જાણવાથી શું ફાયદો છે ?

જ--પીન્ડ બ્રહ્મડાદીક જાણવાથા એટલે અનુભવવાથી તેનો અભાવ થાય છે, ને તેનો અભાવ થવાથા તેમાથી લક્ષ ખશી જ્ઞાન રૂપ આત્મા અને પરમાત્માનું ભાન થાય છે. માટે પીન્ડ બ્રહ્મડાદીક પણ જાણવાં જેવું છે. એટલે અનુભવવા જેવું છે. માટે જ્ઞાન ને અજ્ઞાન તે બેઉ જાણવા જેવા છે. છતા અજ્ઞાનથી છવાઇ ગયેલા અજ્ઞાનમાં જ આયુશ પુરો કરે છે. જેમ કુતરા, બીલાડા, ગધેડાં ફક્ત અંગ જ્ઞાનથી આયુશ પુરો કરે છે. તેમ અજ્ઞાની મનુશો પણ અંગ જ્ઞાનથી આયુશ પુરો કરે છે. એવા અજ્ઞાની જીવો જેમ ગધેડા ગધેડાના મનથી મસ્તાન થઇને ફરે છે તેમ તે પણ ફરે છે.

જેમ સ્વાન ખાય છે, પીએ છે, દસ્ત, લઘુશંકા કરે છે, તેમ નિંદ્રા આળસ, ભય, મૈથુન વિગેરે વિષયો ભોગવે છે. ને પોતાના બચ્ચાને જાળવે છે તેમ પોતાની હદ તથા પોતાનો મોહોલ્લો સેરી કે ફળીયું જાળવે છે. તેવું ને તેટલું કામ કરીને જે મનુષ પોતાનો આયુષ પુરો કરે છે તે સ્વાન સમાન્ય છે. કેમકે મનુષ દેહનો ધર્મ શું છે તે પોતે જાણતો નથી તે સ્વાન સમાન્ય જ છે.

વળી કેટલાક તો એવા અજ્ઞાની હોય છે કે ધર્મ શબ્દ તે જાણુતા નથી અને હું

ધર્માસ્તીક છું. હું ધર્મનો જાણુ છું એમ મનમાં શંકો રાખાને ફરે છે. તથાપી ધર્મ સંબંધી કાંઇ પુછીયે તો, ગળીયા બળદની પેઠે બેશી જાય છે ને એમ કહે છે કે અમે તો બીજુ ત્રીજુ કાંઇ સમજતા નથી ને અમારે સમજવાની જરૂર પણ નથી, અમે તો અમારૂ જે કરીએ છીએ તેજ ખરૂં છે. એમ પોતે પોતાની મોહોટાઇ દરસાવે છે. ને બીજા લોકોની આગળ પોતાનો ઉંચો હાથ રાખવા એમ કહે છે કે આપણે એવાં માથા ક્યાં ઝીકીયે. તે કેવું પાખંડ છે. જુઓ પોતાના ધંધાધારીમાં આખો દીવસને રાત માથા ઝીકે છે. તે વખત માથુ ઝીકુ છુ એમ કહેતો નથી તેમ તેવું માનતો નથી. એવા ભગ્તોનું નામ સલીલ ભગ્ત છે. તેવા સલીલ ભગ્તનું કોઇ કાળે કલ્યાણ થતું નથી વળી તેવા સલીલ ભગ્તો ભગવાનની ભગ્તી તો કરતા નથી પણ ભગવાનની ઇજ્જત આબરૂ ને કીરતીની ભાગ્તી કરે છે. કેમકે પોતે ભગ્તી અને ભાગ્તી એ બે શબ્દમા સમજતો નથી. તેમ ધર્મમા ન્યાય શુ, નિતી શું, વિવેક શું ને મરીયાદ શુ તે વિચારતો નથી, છતાં ધર્મનો ફાકો રાખે છે તે કેવળ અજ્ઞાની સલીલ ને પડીયા ચટ્ટા ભગ્ત છે.

એવા સલીલ ભગ્તો ભગવાનની ભુંડી કીરતીના કીરતનો ગાય છે તેમ ભુંડી કીરતી કરે છે.

તેજ રીતે જે જગ્ત જનુની જગદંબા આખા જગ્તની માતા તેની પણ અપકીરતી કરાવે છે ને કરે છે. તેવી જ રીતે શીવ ભગ્ત પણ પોતાની માતા પીતા જે કઇલાશ વાશી માહાદેવ તેની પણ અપકીરતી કરાવે છે ને કરે છે. તેને ઇશ્વર કોટાના શત્રુ જાણવા. જો સમજીને ભગ્તી કરતા હોય તો કોઇ કાળે શીવ શકતી ને વિષ્ણુનું ખોટું વગોણું કરે નહી તેમ બીજાને કરવા દે નહી. તેમ કાને સાભળે પણ નહી. છતાં પોતે વગોણું કરે છે કરાવે છે ને કરવા દે છે. તેમ પોતે વગોણું સાભળી ખુશી ખુશી થાય છે. તેને ભગવાનનો ભગ્ત કહેવાય કેમ ?

ભલે અજ્ઞાની જીવો તેને ભગ્ત કેહેતા હોય તથા માનતા હોય તો કોઇ ના નથી કેહેતું.

અરે જીજ્ઞાસુ ભગ્ત, અમે તો અમારા માતા પીતા સમાન્ય શ્રીકૃષ્ણને તથા રામચંદ્રને તથા જગત માતાને તથા મહાદેવને માનીએ છીએ તેથી તેમની અપકીરતી ને મરીયાદ રહીત વાતો અમારાથી સાંભળી જતી નથી. તેથી. વારમવાર આ પોકાર કરીએ છીએ. જરા વિચારો વિચારો ને તોલ કરો. અમો જે જગતના જીવોને ચેતાવીએ છીએ તેથી ઘણાક સાધુ સંત માહાનંત પુંજારીયો અને ધર્મને નામે ધંધો કરનારાઓને માહા માઠું લાગશે પણ અમો તેમના પેટ ઉપર પગ મુકતા નથી. છતા તે અવળુ સમજે તો તેમનું નશીબ ફકત જગતને સવળી ભકતી ઉપર ચઢાવવાનો અમારો યત્ન છે. છતાં અવળી બુદ્ધીવાળા અવળુ સમજીને દ્વેશ, કલેશ કરશે તેનો તે અપરાધી થશે.

સંવત ૧૯૭૮ ના માહા સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૪૭ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં એકે કહ્યું છે કે જગતમાં શીવ શકતી ને વિષ્ણુ તેમને ખોટા ખોટા આરોપ મુકો છો ને ભગ્તી કરીએ છીએ એવું અજ્ઞાની જીવોને દેખાડો છો. તેવા પાપી પેટનાં પાખંડ મુકી દો. ને સવળી ભગ્તી કરો. શું કરવા પોતાના જીવનું ને બીજા જીવોનું બગાડો છો.

અરે મનુશ ભઇઓ તમને જે જે વિદ્વાનો તથા સંત મહાનતો બોધ આપે છે. તે એવો કે જેમાં નિતી રહેલી છે. તે ઘણી ઉત્તમ છે. પણ તે કોઇ જીવ પાળી શકતા નથી. તેનું કારણ એ છે કે પેહેલી સત્ય વસ્તુનું જ્ઞાન આપતા નથી એટલે સત્ય વસ્તુ જે પરમેશ્વર તેને ઓળખાવતા નથી. કે દર્શમાન કરાવતા નથી તેથી તે જીવોને પરમેશ્વરનો ભય લાગતો નથી તે ભય લાગ્યા વિના અનીતી કોઇ છોડતા નથી. કેમકે હાઉ દેખાડયા વિના અજ્ઞાનરૂપી બાળકો બીહે નથી. જેમ રાજાને જોયા વિના ને જાણ્યા વીના રહીઅત ભય પામતી નથી ને ભય પામ્યા વિના તસ્કર ચોરી મુકતા નથી તેમજ પરમેશ્વરને જાણ્યા વિના ને જોયા વિના જીવો અનિતી કરતાં ડરતા નથી. તેમ પ્રથમ જગતના નીયંતા એટલે માલીકને જાણ્યા વિના ને જોયા વિના કોઇ કાળે કોઇ જીવ ડરે નહી ને અનિતી અસત્ય અધર્મ અન્યાયને અવિવેક મુકે નહી. માટે ઉપદેશ કે બોધ કરનારાએ જીવ માત્રને પરમેશ્વર જણાવ્યા વિના અનિતી વિગેરે મુકતા નથી. તેથી તેને પરમેશ્વર છે. તે આ સ્થળે છે આવા છે એવું જણાવ્યા વિના ને જોવરાવ્યા વિના કોઇ જીવદશાના જીવો ધર્મોસ્તીક થતા નથી. છતા હાલના બોધકો ને ઉપદેશકો પ્રથમ તત્વ વસ્તુ બતાવતા નથી. ત્યા સુધી કોઇ જીવ ઇશ્વરનો ભય રાખીને આ જગતમાં વિચારતા નથી.

એ કસુર જીવોની નથી. તે કસુર બોધકોની ને ઉપદેશકોની છે. જો જાણી બીજાને સત્યવસ્તુ જણાવતા કે જોવરાવતા ન હોય તો તેણે જાણી નથી તેમ જોઇ પણ નથી એમ નક્કી જાણવું. કેમકે તેણે અનુભવ્યું હોય તો છુપાવી રાખવાનું કાંઇજ કારણ નથી. કદી કેહેશે કે અધીકારી વિના કેમ જણાવીએ ને કેમ દેખાડીએ.

એવું બોલવું તે પ્રપંચનું છે. કેમકે પોતે જાણ્યું નથી તેમ પોતે જોયું નથી. ફક્ત કોઇનું કહેલું સાંભળેલું અથવા પુસ્તકમા લખેલું વાંચેલું તે ઉપરથી વાતો જાણનારા જાણવા.

અધીકારી હો કે અધીકારી ન હો પણ બોધકે કે ઉપદેશકે તો સર્વે જીવોને જણાવવું. પછી જે જીવ જેવી મેહેનત કરશે તેનું તેટલા વખતમાં જોશે, કેમકે તુળસીદાસે કહ્યું છે કેઃ—

દોહેરો.

રામ જરૂખે બેઠકે, સબકા મજરા લેત;
જૈસી જીનકી ચાકરી, તીનકું તૈસા દેત.

એટલે જે જેવી મેહેનત કરશે તેટલા વખતમાં તેને દરસાબુ થશે. પણ બોધકે કે ઉપદેશકે તો પ્રપંચ રહીત સત્ય વસ્તુનુ જ્ઞાન અને સત્ય વસ્તુનાં દસરણ થાય તેવી યુક્તીને તેવી ક્રીયા બતાવવી જોઇએ.

પછી તે જીવ તેવી મહેનન નહી કરે તો તેને તે સત્ય વસ્તુનાં દર્શણ નહી થાય.

હજાર જીવોમાંથી વધારે નહી તો પચાસ જીવોને તો ચમત્કાર થવો જોઇએ અને ચમત્કાર ન થાય તો જાણવું કે બોધીક કે ઉપદેશક પાસે અનુભવ સીદ્ધ સાચી વસ્તુ નથી નથી ને નથી.

આજ કાલ કળીયુગના પ્રવાહે પેટના પ્રપંચ સારૂ સાંભળેલી ને વાંચેલી વાતો કરી જાણનારા બોધીક અને ઉપદેશકો વેશધારી ખોટા ડોળી થઇ પડેલા છે.

વળી જન્મ મરણથી ને લક્ષચોરાશીથી બચીને સદા દુઃખની નીવરતી અને અખંડ સુખની પ્રાપ્તી એવી મુળ વસ્તુ અનુભવવી જોઇએ.

જે મીથ્યા ધર્માસ્તીકપણુ કેહેવરાવવાની ઇચ્છાવાળા જીવો હોય તે તો અનુભવવાની ફુરસદ લે નહી ને હું ફલાણા ધર્મને ધર્માસ્તીક છું એવો ઉપરનો ડોળ બતાવતા હોય તે તો અનુભવવાની મેહેનત કરે નહીં. પણ જેને અનુભવ કરવાની ઇચ્છા હોય તેને અનુભવ કેમ થાય નહી. અનુભવ કરવાની ઇચ્છાવાળા ઘણા જીવો છે; તેને કોઈ સત્ય વસ્તુનું જ્ઞાન અને સત્ય વસ્તુની સાધના બતાવનાર જડતા નથી ને સત્ય વસ્તુ જ્ઞાન અને સત્ય વસ્તુની સાધના બતાવનાર ઉદારતા વાળા છે. તેને સત્ય વસ્તુનો અનુભવ કરનાર જડતા નથી એમ આ જગતના જીવો ભરમ જળમાં ઘુંચાઈ પડેલા છે. તેને લીધે આ જગત અધમ સ્થીતિ ઉપર આવતું જાય છે. અને અધમ સ્થીતી ઉપર આવવાથી તે જીવો અનંત પ્રકારના દુઃખી થાય છે અને અનંત પ્રકારનાં પાપો બાંધે છે, અને અનંત પ્રકારનાં પાપો બાંધવાથી તે જીવો અધોગતીને પામે છે, માટે બોધકોએ અને ઉપદેશકોએ સાવધ રહેવું જોઇએ જોઇએ. અપુર્ણ.

સંવત ૧૯૭૮ ના ફાગણ સુદી પુર્ણિમા.

---

## ચેતવણી ૪૮ મી.

હાલના માયા કાયા ને જાયામાં લબ્ધ થઇ ગએલા જીવો મનુશ દેહના ધર્મ શું છે તેમાં જરાએ લક્ષ દેતા નથી તેમ જગતના નીયંતા કોણ છે ક્યાં છે ને કેવા છે. તેમ તેની જગત લીલા શું શું છે તે જોતા નથી, વિચારતા નથી.

ફક્ત માઇક લક્ષણામાં લીન થઇ ગએલા છે, તેવા જીવો લક્ષ ચોરાશીના ભોક્તા થાય છે. પરમેશ્વરની ખુબી જોવા માંડે ને વિચારવા માંડે તો આ માયા કાયા ને જાયામાંથી લક્ષ ઉઠી જાય ને વૈરાગ પુરણ પ્રાપ્ત થાય. ને વૈરાગ પુર્ણ પ્રાપ્ત થાય તો જ સત્ય વસ્તુમાં જીવ જોડાય, ને સત્ય વસ્તુમાં જીવ જોડાયાથી સત્ય વસ્તુની પ્રાપ્તી થાય. પણ પરમેશ્વરથી રચાએલી રચના એટલે પરમેશ્વરથી બનેલી રચનાને નીરભાગી જીવો જોવા ઇચ્છતા નથી. તેથી પરમેશ્વરનું જાણપણુ તે જીવોને થતુ નથી ને તેવું જાણપણુ થયા વના તે જીવો સાયુજ્ય મુક્તીને એટલે મોક્ષને પામતા નથી. તેથી કરીને લક્ષ ચોરાશીમાં ફરે છે, ને અત્યંત દુઃખ ભોગવે છે.

કોઇ કેહેશે પરમેશ્વરથી રચાએલી રચના એટલે ખુબી શું જોવાની છે.

ઉત્તર પરમેશ્વરની પ્રથમતો મોહોટી ખુબી એજ જોવાની છે કે સુર્ય, ચંદ્ર, તારા. વાયુ, વાદળાં, વિજળી તથા મસ પંચરંગી ને સમરંગી વીગેરે વિગેરે ખુમી જોવાની છે.

જુઓ કે પુર્વ દીશાએ સૂર્ય ઉદય થાય છે. ને તે પશ્ચીમ દીશાએ અદર્શ થાય છે. અને તે પાછા બીજે દીવશે પુર્વ દીશામાં ઉદય થાય છે. એવી બાંધણી બાંધનાર પરમેશ્વર વિના કોણ છે. ચંદ્ર તારા વિગેરે પણ તેમજ નીયમ પ્રમાણે ચળ વિચળ થાય છે. એ રીતે નીયમમાં જેના વડે ચાલે છે તેવો જે નિયતા જેને અમે પરમેશ્વર કે પરમાત્મા કહીએ છીએ તે સત્ય વસ્તુ જાણવા યોગ્ય ને અનુભવવા યોગ્ય છે. છતાં અભાગી જીવો એવી વિશ્વેશ્વર કર્તીને જોતા નથી કે વિચારતા નથી. અહો વિશ્વેશ્વર કર્તી જો જોઇએ ને વિચારીએ તો ગાંડા ને ઘેલા થઇ જવાય છે.

જુઓ કે જુદા જુદા પ્રકારના પશુ પક્ષી કીટ પતંગ જળચર વનચર અનચર ને

ચરાચર જગતગેરેના રૂપ રંગ અંગ બંગ અને ઢંગ જુદે જુદા પ્રકારના બનેલા છે. એવી તરેહ તરેહની ખુબી બનેલી તેનો કોઇ પણ નીયંતા હોવો જોઇએ અને તે નિયંતા અતી ખુબી ભરેલો. જાણવા લાયક ને જોવા લાયક તેમ અનુભવવા લાયક છે. પણ તેની ખુબીનું ચીંતવન કરી ખુબીનોજ અનુભવ કરતા નથી તે નિયંતાનો અનુભવ શું કરે.

ફક્ત હાલના કળીયુગથી છવાએલા જીવો પોતાની કાયાનો આયાનો ને જાયાનો અડધો અનુભવ કરે છે. તે પણ પુરો કરતા નથી એટલે કે તો આ સંસારના વ્યવહારનીજ ખુબીમાં ઉંડા ઉતરી તેનોજ અનુભવ કરે. કેવી રીતે કે જે જે વખત ફુરસદ મળે તે તે વખત એવી વાતો કરે કે મેં ફલાણો વહેપાર કર્યો તેમાં આ રીતે યુક્તી કરી. વળી મેં ફલાણી નોકરી કરી તેમાં આ રીતે યુક્તી કરીને બે પઇસા મેળવ્યા. વળી મજુરીઆત કહેશે કે ફલાણાની મજુરી કરતો હતો તેમા આ રીતે યુક્તી કરતો હતો; એટલે ચાર આનાની મજુરી કરતો ને સામા માણસને એક રૂપીયાની મજુરી કરી એવો ભાસ પાડતો હતો ને બે રૂપીઆ લેતો હતો. વળી વહેપારમા નમતુ દેખાડીને ઓછુ તોળતો હતો માલ સારો બતાવીને ભેગવાળો રાશી માલ આપતો હતો. વળી કોઇક કહેશે કે હું આ રીતે ચોરી યા પ્રપંચ યા કમાઇ કરતો હતો ત્યારે બે પઇસાની પ્રાપ્તી થઇ છે. એમ રાત દીવસ સંસારની વ્યવહારીક વાતોમા લક્ષ પોરવી તલ્લીન રહે છે તે તે જીવો લક્ષ ચોરાશીના ભોક્તા થાય છે.

અજ્ઞાની જીવોને જન્મ ને મરણની શું શું પીડા પડે છે તે વીચાર આવતો નથી. કોઇ ઢોર કે મનુશ મરતુ હોય છે તે વેળા તેની દુખ દશા જુએ છે ને અરેરે અરેરે કરે છે પણ પોતે એમ વિચારતો નથી કે અરેરે છેવટ આપણી પણ એજ દશા આવશે ને વળી આવા અવતારો પણ આવશે. માટે હું સદા દુખની નીવરતી અને અખન્ડ સુખની પ્રાપ્તી મેળવું એવું જરાએ મનમા થતું નથી. કેમકે પ્રથમની ને પાછળની સ્થિતી જુએ છે તેજ સ્થિતી આપણી હતી ને તેવી સ્થિતી થશે એવો વિચાર અભાગી જીવ લેતો નથી. તેથી તે અભાગી જીવ લક્ષ ચોરાશીને ભોગવે છે ને મહા મહા દુ:ખી થાય છે માટે સદા દુ:ખની નીવરતી ને અખન્ડ સુખની પ્રાપ્તી એવી વસ્તુની ગવેષણા કરતો હોય તો તે જીવે પોતાનુ જીવ્યુ સફળ કર્યુ એમ સમજવું મનુશ દેહ મળ્યા છતા પશુ પક્ષી વત પોતાનો આયુશ પુરો કરે છે.

માટે સંસારના વ્યવહારનુ ચીંતાન ઘટાડો ને આત્માકીતનું ચૈતન્ન કરો.

આજ કાલના બનાવટી ભગતો જગતને નમાડવા ટીલા ટપકાં કરીને ગળે માળાઓ કંઠમા ઘાલી ને હાથમા ઝાલી ફરે છે પણ તેને જ્ઞાન તો હોતજ નથી જો જ્ઞાન પ્રાપ્ત કરવાની વાત કરો તો એમ જાણે છે કે શુ હવે હાલ જે ઢ કર્યુ તે ઉખાડી મેલી દેવું પડે ને જ્ઞાનમારગે ચઢું તો જગત કહેશે કે કેમ ભાઇ હવે ભાન આવ્યું કે ? એમ કહી લોકો મહારી મશ્કરીઓ કરે એમ સમજીને પોતાના મોટાઇના મમત્વ સારૂ એમ કહે છે કે અમારે જ્ઞાને ગઢવાનો કાંઇ જરૂર નથી. અમે તો જે કરતા આવ્યા છીએ તેજ કરીશુ. એમ કહી મુમતે મોમના થઇ રહે છે.

અને પોતાનો અમુલ્ય મનુશ દેહ વ્યર્થ કાઢે છે. એવા જે હરીયા બગલા ને મુમતી થઇ પોતાનું જીવન ગુમાવી નાખે છે. તેના જેવા કોઇ પણ અજાની છે ?

સંવત ૧૯૪૮ ના ચૈત્ર ની પુર્ણિમા.

# ચેતવણી ૪૯ મી.

મનુશદેહ મળવા અતી દુર્લભ છે. મનુશદેહનુ કર્તવ્ય શુ છે? જે મનુષ જાણુતો નથી તે કેવળ પશુ છે. જેવો મદારીનો માંકડો હોય છે તેવો તે છે. જુઓ કે મદારી માંકડાને લુગડાં પેહેરાવે છે માથે પાઘડી બંધાવે છે હાથમા લાકડી ઝલાવે છે ને બે પગે મનુષની પેઠે ચલાવે છે.

તેમજ મનુષ કર્તવ્ય જે જાણુતો નથી તે માકડાની પેઠે લુગડાં પેહેરીને બે પગે ઉભો ચાલે છે.

એવા જે મનુષ્ય તેનો મનુષ્યા દેહ વ્યર્થ છે. ભલે પછી તે તેના મનથી મનુષદેહ માનતો હોય, પણુ ગ્નાનવાન અને મનુષના કર્તવ્યને જે સમજે છે તેનો તેને કેવળ પશુતુલ્ય માંકડા જેવો જ માને છે.

માટે મનુષ્યે મનુશ દેહનુ શું કર્તવ્ય છે તે સારી રીતે સમજવું જોઇએ.

પ્રષ્ણ, મનુષ દેહનુ કર્તવ્ય શુ છે?

ઉત્તર. મનુષ દેહનુ કર્તવ્ય શરીરના નીવાહ જેટલો ઉદ્યોગ સતોશ શાન્તી રાખીને કરવો તે પછી વિશ્વનો ને વિશ્વંભરનો અને વિશ્વાતીતનો તેમ પોતે કોણુ છું કયા છું કેવો છું ને કેવડો છુ નાશી છું વિનાશી છું કે અવિનાશી છું એજ વિચાર હરનિશ ચાલતો જોઇએ.

એવા વિચાર વિના જે મનુષ કાયા માયા ને જાયાનું ચૈત્વન કરે છે તે કેવળ પશુ છે. જોકે પોતાનુ કરેલું ચૈત્વન કોઇ કાળે સફળ થતું નથી, જો સફળ થતુ હોય તો સરવે મનુષને અતી ગ્રહસ્થ થવાની ને અતી સુખીયા થવાની ઇચ્છાથી રાતદીવસ દ્રવ્યનું ચૈત્વન કર્યા કરે છે. તથાપિ તે ચૈત્વન પાર પડતું નથી. ને ચેતવન કરેલ મીથ્યા જાય છે. જેટલુ માઇક સુખનું ચૈત્વન કરે છે એટલુ માયાતીતનું ચત્વન કરે તો તે ચૈત્વન પાર પડે છે. કેમકે માયાતીત જે પરમાત્મા તે ચૈતન્ય છે તેથી તે આપણા ચૈત્વનને જાણે છે ને તેથી તે દયા કરે છે-ને દયા કરે છે તેથીજ તે દયાળુ કેહેવાય છે. અને માયા છે તેતો જડ છે એટલે તે આપણા ચૈત્વનને જાણુતી નથી ને તે ચૈતન્ય નથી તેથી તેને દયા ઉત્પન થતી નથી. કેમકે માયા છે તે જડ વસ્તુ છે અને જડ હોય તે અગ્નાન હોય તેથી તેને દયા સંભવેજ નહી. ને તેની દયા મેળવવાનું ચૈત્વન કરીએ તે નિષ્ફળ જાય છે. માટે જે મનુશ માયાનુ ચૈત્વન કરે છે તે મનુષ કેવળ પશુ છે. એટલે તે માકડા તુલ્યજ છે. માઇક ચૈત્વનના કરનારા માયા માયા કરતા કરતા મરી જાય છે ને તેનો લક્ષ માયામા રેહેવાથી તે માઇક દેહો ધારણુ કરે છે. ને વારંમવાર દુખી થાય છે. કેમકે મનુષદેહ વારમવાર પ્રાપ્ત થતો નથી તેથી બીજા દેહોમા દેહ ધારણુ કરીને માહા દુઃખને પ્રાપ્ત થાય છે.

કદી કોઇ એમ કેહેશે કે કેમ જાણ્યું કે બીજા દેહો થાયછેજ. ઉત્તર જો બીજા દેહો થતા ન હોય તો તે જીવાત્મા કઇ જગોપર રેહેતો હશે? કેમકે જીવાત્મા મરતો નથી તેમ નીરાધાર રહી શકતો નથી માટે તેનો રેહેવાનો આધારતો જોઇએજ. એટલો વિચાર કરશો તો તરત સમજાશે. અને એમ સીદ્ધ થશે કે જીવાત્મા બીજા દેહોમાં જાય છે છતાં જેને સુમત કરવો હોય તે ભલે કરે.

સુમત કોણુ કરે કે જે જીવને દયા નથી તેજ સુમત કરી પોતાનો મત સુકે નહી અને જે જીવમા દયાનો ભાસ નથી. તેવા જીવો લક્ષ ચોરાસીના ભોક્તા થાય છે. ને મહા દુઃખને પામે છે. તુલસીદાસ મહાત્માએ કહ્યું છે કે—

દયા ધરમકા મુળ હૈ, પાપ મુળ અભીમાન;
તુલસી દયા ન છોડીયે, જબલગ ઘટમે–પ્રાણ.

ભાવાર્થ દયા છે તેજ ધર્મનું મુળ છે. દયાવાળા જીવો પશુપક્ષીની સ્થીતી જુએ છે, ને તેના દુઃખનો વિચાર કરે છે તો તેને દયાનો આવેશ આવે છે. પણ જે મનુશ પશુ પક્ષીની સ્થીતીને જોતા નથી તેનેજ દયાનો પ્રવેશ થતો નથી. જુઓ કેટલાક પક્ષીયો નીરાધારી છે ને કેટલાંકને બીજા પક્ષીઓનો ત્રાસ છે તે દુખ કાંઇ થોડુ નથી. કદી કોઇ પોપટ જેવા ને પાળક ધણીનો આધાર હોય પણ તે પાંજરામાને પાંજરામાં પુરાઇ રહેવું પડે છે. તેનાથી હરવા ફરવા કે પોતાનાં સગાંસહોદર કે સ્નેહીને મળવા જવાતું નથી. તે જનમ કેદ ભોગવે છે. તેમજ કેટલાંક પશુઓ પરસ્વાધીન પડે છે તે બંધાએલા રહે છે ને જેને ત્યાં બંધાએલા રેહે છે તેની મેહેનત મજુરી કરવી પડે છે. તેમ તેનો માર ખાવો પડે છે. ને તેનાથી પોતાની મરજી મુજબ કોઇ ઠકાણે અવાતું જવાતુ નથી. એવું અપરમ દુખ ભોગવે છે.

તેવું જે જીવ જોતો નથી તેમ વિચારતો નથી. તેજ નીર્દય રેહે છે. ને નીર્દય રેહેવાથી બીજા અવતારોમાં તેની તેજ દશા આવે છે. એવા જે નીર્દય જીવો મનુશ દેહ ધારણ કરીને ફરે છે. પણ તેની આગળ ઉપર અધમ સ્થીતી આવે છે. તે જીવીને પોતાના જીવાત્માને બીજા જનમે દુખમાં ડુબાવે છે. તેનુજ નામ આત્મહત્યારો છે;

એવા જે આત્મ હત્યારા નીર્દય હોય છે. તેવા નીર્દય પ્રાણીને કોઇ જીવની દયા હોય નહી. અને તેવા ઘણાક ભાગે નીર્દય જીવો રાજ કરતા કે અમલ કરતા થાય છે.

કોકજ રાજકરતા કે અમલ કરતા દયાળુ ને ન્યાઇ હોય છે. કેમકે નીર્દય જીવો, ફસ્વતો ખાવા ઘણા જીવોને દુભે છે ને ઘણાં પ્રકારનાં દુઃખ દે છે. તેવાની દુરદશા આગળ ઉપર આવે છે તે આગળ વરણવીશું:

સંવત ૧૯૭૧ ના વૈશાખ સુદી પુણિમા.

## ચેતવણી ૫૦ મી.

ગયા માસની ચેતવણીના છેલ્લા ભાગમાં નીર્દય જીવો વિશે લખ્યું હતું તે નીર્દય જીવો આ જગતના રંક જીવોને તનથી મનથી ને ધનથી દુઃખ દેઇ દુભે છે. એવી રીતે કે કેટલાક કેટલાકને તન વડે સામાના તન પર તાડન કરે છે; તે કેવી રીતે કે કસાઇ એક ઘાથી એકદમ જીવ કાઢી નાખે છે તેમ ફાશી દેનાર પણ ફાંસો ઘાલીને એકદમ જીવ કાઢી નાખે છે. પણ જે અતી નીરદય છે તે તો જીવના તરસ્યા નહી પણ લોહીના તરસ્યા જાણવા. જીવનો તરસ્યો સારો કે તે એકદમ જીવ લે પણ રીબાવી રીબાવીને મારે તે લોહીનો તરસ્યો ભુંડો. એવા હાલ કળયુગના માયા લોભી અધર્મી જીવો લોહીના તરસ્યા ઘણાજ ઉત્પન્ન થએલા છે. ઘણાક જીવોનું ભુંડું ઇચ્છીને પોતાનું ભલુ ઇચ્છે છે તેનું કોઇ કાળે ભલું થતુ નથી ને ભલુ થએલું દેખાય તો તે ચાર દીવસની ચાંદની દેખાય પણ અંતે તો ધરમો જય ને પાપો ક્ષય. તે વીશે

દ્રષ્ટાન્ત.

એકવાર નારદ અને ભગવાન બેઉ બ્રાહ્મણનો વેશ ધારણ કરીને જગત ચરચા જોવા એક નગ્રમાં પેઠા તેવામાં નારદજીને ક્ષુધા એટલે ભુખ લાગી તેથી નારદજીએ ભગ-

વાનને કહ્યું અરે માહારાજ મને તો ક્ષુધા લાગી એવાં નારદજીનાં વચન સાંભળી વાને કહ્યું ચાલો કોઇ સદ્ગૃહસ્થને યાચના કરીએ એટલે તે આપણ બેઉને કાંઇ અપાવશે. એમ કહી બેઉ જણ એક સદ્ગૃહસ્થની મોહોટી હવેલી જોઇ બેઉ જણ હવેલી પાસે ગયા. તે હવેલીને ઓટલે જમ બેઠેલા એટલે પેરાદાર સીપાઇઓ બેઠેલા અને હવેલીના છજામાં શેઠ પોતે બેઠેલા. તેમના હાથમાં સોનાની બેડીયો ઘાલેલી સોનાની બેડીયો એટલે સોનાની કડલીયો પહેરેલી હતી તેનો શેઠનો ઠાઠ માઠ જોઇ ભગવાને કહ્યું અરે શેઠજી આ અમે બે બ્રાહ્મણ ભુખ્યા થયા છીએ. માટે અમે બેઉ ત્રપ્ત થઇએ તેટલું ફરાળ અપાવો. શેઠ બોલ્યા હાજતો તમારે માટેજ રળીએ છઇએ. મફતનું માગી ખાવું છે ને મસ્ત થઇ ફરવું છે. મેહેનત મજુરી કરતાં તો જોર આવે છે. છટ છટ હરામખોરો હાંઇથી ચાલ્યા જાઓ, નહી તો ધપ્પા પડશે. એવા શેઠના વચન સાંભળી નારદજીએ ભગવાનને કહ્યું ચાલો પ્રભુ આવા દુષ્ટનું કાંઇજ ખાવું જોઇએ નહી ત્યારે શ્રી ભગવાને કહ્યું. જુઓ તો ખરા આ અજ્ઞાની શેઠને ધન મદ ચઢેલો છે તે આપણે પરીપુર્ણ જુવો. પછી જઇએ છીએ એમ નારદજીને શાન્ત પાડી ભગવાને પેલા શેઠને કહ્યું અરે શેઠ સાહેબ તમને પ્રભુએ આપ્યું છે તો તમને જાચીયે છીએ.

જુઓ કે જે આંબાને કેરી આવી હશે તેને સરવે કેરીની આશાએ ઢાંટ નાખશે તેમ સમજીને અમો બેઉ બ્રાહ્મણ તમને રજાન માગીએ છીએ. માટે જેમ તેમ કરો પણ તમારી પાસેથી ફરાળ લેઇને જઇશું. ચાલતો ગાળ દો ચાલતો મારો પણ ફરાળતો લેઇશુંજ. ત્યારે શેઠે પોતાના ઓટલા ઉપર પોતાના સીપાઇ બેઠેલા તેને હુકમ કર્યો કે અરે સીપાઇ એ બ્રાહ્મણને ધપા મારકે નીકાલો. શેઠના એવા હુકમ સાંભળીને સીપાઇએ ઉઠી ભગવાનને એક ધપ્પો ને ધકો મારી આલા કાઢયા; એટલે ભગવાને કહ્યું અરે શેઠ સાહેબ તમારી બમણી દોલત થજો. એટલે શેઠ બોલ્યા જા જા હરામખોર જા. અરે સીપાઇ દુસરા ધપ્પા લગાઓ. એટલે સીપાઇએ બીજી વાર ધકો માર્યો એટલે પ્રભુએ કહ્યું શેઠ તારી ચાર ઘણી દોલત થજો. એમ કહી નારદને ભગવાન બેઉ જણ ચાલ્યા; એટલે નારદજીએ ભગવાનને કહ્યું અરે માહારાજ જેણે ધપ્પા માર્યા તેને ચાર ઘણી દોલત આપી તે કાંઇ વ્યાજબી કર્યું નહી. અને તમે બોલ્યા તે તમારૂ વચન કોઇ કાળે મીથ્યા જવાનું નહી. કેમકે.

ચંદ્ર ત્યજે રવિ પાશ્ચમ ઉગરે, ભોમી રસાતાળ જાય.
સમુદ્ર કદી મરીયાદ લોપે પણ, સત્ય વચન કેમ જાય.

હે પ્રભુ આપનું વચન મીથ્યા નહી જાય, અને દુષ્ટને ચાર ઘણી દોલત થવાની; તે કાંઇ ઠીક કર્યુ નહી. એવા નારદજીનાં વચન સાંભળી પ્રભુ બોલ્યા. હે નારદજી એજ માહારી ખુબી જોવાની છે. જુઓ તો ખરા હવે એનું શું થાય છે ને શું થશે તે માહારી ખુબી જોજો. એવાં પ્રભુના વચન સાંભળી નારદજીએ તે વાત મુકી દીધી ને કહ્યું કે માહારાજ મને ક્ષુધા લાગી છે તેનું કેમ કરવું. એટલે ભગવાન કહે આવો કહીને તેજ ગામની ભાગોળે એજ ગામને છેડે એક બ્રાહ્મણને બ્રાહ્મણી બે સ્ત્રી પુરૂષ રહેતાંહતાં ત્યાં ભગવાન નારદને તેડી ગયા, ત્યાં જઇ ભગવાને પેલા બ્રાહ્મણને કહ્યુ અરે માહારાજ અમે બે પરદેશી બ્રાહ્મણ છીએ. અમને ખાવાની ભુખ લાગી છે; જો આપની શ્રદ્ધા હોય તો જે હોય તે ખાવાનું અમને આપો એવાં પ્રભુનાં વચન સાંભળી તે બ્રાહ્મણે કહ્યું ભલે

ાજ લ્યો આ અબોટીયાં પહેરો ને જમવા બેશી જાઓ અત્રે રસોઇ તૈયાર થઇ છે. એટલે નારદે ને ભગવાને અબોટીયાં પહેર્યાં ને ઘરની અંદર જઇ જમવા બેઠા. ત્યાં ની સ્ત્રીએ રસોઇમાં નિત્યના રીવાજ પ્રમાણે ફક્ત ત્રણ રોટલા કરેલા. કેમકે એ નો એવો નિયમ હતો કે ગામમાં માગવા જવું તેમાંથી નિત્યાન ત્રણ રોટલા જેટલો એટલે લોટ થાય કે તરત પોતાને ઘેર જવું પછી તેની બ્રાહ્મણી તે લોટના ત્રણ રોટલા કરે તે ત્રણ રોટલામાંથી એક રોટલો બ્રાહ્મણ ખાય અને એક રોટલો બ્રાહ્મણી ખાય અને એક રોટલો પોતે ગાય પાળેલી તેને ખવરાવે એ રીતે તેને ઘેર રીવાજ હતો તે બ્રાહ્મણને ઘેર નારદ અને ભગવાન જમવા બેઠા એટલે બ્રાહ્મણની સ્ત્રીએ ખુશીની સાથે બેઉને એક એક રોટલો મુક્યો તે એક એક રોટલો નારદ ને ભગવાન ખાઇ ગયા પછી ભગવાને કહ્યું અરે બાઇ પેલો એક રોટલો છે તે અમને અડધો અડધો મુકી દો હજી અમે ભુખ્યા છીએ. એવાં પ્રભુનાં વચન સાંભળી બ્રાહ્મણીએ અડધો અડધો રોટલો મુકી દીધો, તે નારદ ને ભગવાન ખાઇ ગયા. પછી ભગવાને કહ્યું અરે બાઇ હવે કાંઇ ખાવાનું છે. ત્યારે બાઇએ ના કહ્યું એટલે નારદને ભગવાન હાથ ધોઇ ઉભા થયા ને લુગડાં બદલીને જ્યાં ઘર ધણી બ્રાહ્મણ બેઠો છે તેની પાસે જઇ વાતો કરવા બેઠા.

સંવત ૧૯૭૮ ના જેષ્ટ સુદી પુર્ણિમા.

---

## આરોગો અક્ષરધામી એ રાગ.

પ્રભુ પ્રેમનો પરસાદ લેજોરે, ભાવના છો ભુખ્યા;<br>
દાસોને દરસણ દેજોરે. ભાવના૦ ટેક.

પ્રભુ વિદુર ભગ્તની ભાવે જમ્યા ભાજી,<br>
કેળાંના છોતરે રાજીરે. ભાવના૦ ૧

પ્રભુ કરમાબાઈનો ખીચડો તો ખાધો,<br>
શેવકનો સમો સાધોરે. ભાવના૦ ૨

પ્રભુ શવરીબાઈનાં બોર તમે આરોગ્યાં,<br>
ભ્રખુનાં ચીભડાં ભોગ્યાંરે. ભાવના૦ ૩

પ્રભુ પાન્ડવોનું એકતારે દુઃખ સોષ્યું,<br>
આરોગી જગતને પોષ્યુંરે. ભાવના૦ ૪

તૃસાનંદી તમને શું તૃસજ કરીએ,<br>
વલ્લભ વાણી ઓચરીએરે. ભાવના૦ ૫



